श्री

# ભક્તિરસાયન

(શ્રીમત્પરમહંસ, પરિવ્રાજકાચાર્યાદિબિરૂદાંકિત શારદા-પીઠાધીશ્વર, શ્રી જગદ્ગુરૂ શ્રીશંકરાચાર્ય મહારાજ સ્વામીશ્રી સ્વરૂપાનન્દતીર્થજીલિખિત ઉપોદ્ઘાત સહિત



श्री शारदापीठ-ग्रंथमाळा-पुष्प ८ मुं.

શ્રીશારદાપીઠ-ગ્રંથમાલા—પુષ્પ ૮ મું.

શ્રી.

# ભક્તિરસાયન



શ્રીમત્પરમહંસ, પરિવ્રાજકાચાર્યાદિબિરુદાંકિત પશ્ચિમામ્નાય
શારદાપીઠાધીશ્વર, શ્રીજગદ્‌ગુરુ શ્રીમચ્છંકરાચાર્ય મહારાજ
સ્વામીશ્રીસ્વરૂપાનન્દતીર્થજીની ધર્માજ્ઞાથી

અનુવાદ કરનાર

**મોતીલાલ રવિશંકર ઘોડા**

બી. એ., એલ એલ. બી. વકીલ.
જૂનાગઢ ( હાલ, નડિયાદ )

'શ્રીમદ્ ભગવદ્‌ગીતા ( શ્રી શંકરાનંદી ટીકાવાળી )', 'ઋગ્વેદસંહિતા',
'ઇશોપનિષદ્', 'ઉપદેશસાહસ્રી', 'શુકલ યજુર્વેદ' ઇત્યાદિ
ધર્મગ્રંથોના અનુવાદક.



પ્રકાશક :

**અમૃતરાય આ. બક્ષી.**

કાર્યવાહી 'શારદાપીઠ', પ્રભાસપાટણ.



વિ. સં. ૧૯૮૫ ઈ. સ. ૧૯૨૯
આવૃત્તિ ૧ લી. મૂલ્ય ૧-૦-૦ પ્રત ૧૦૦૦



श्रीमत्परमहंस परिव्राजकाचार्यादिबिरुदांकित पश्चिमाम्नाय शारदापीठाधीश्वर
श्री जगद्गुरु श्रीमच्छंकराचार्य **महाराजश्री स्वामीश्री स्वरूपानंदतीर्थजी**

# પ્રસ્તાવના

આપણા સનાતનધર્મી હિંદુ જનસમાજમાં ધાર્મિક વિષયોના જ્ઞાનનો ફેલાવો થતો રહે અને શ્રીમજ્જગદ્ગુરૂ શ્રીશંકરાચાર્ય મહારાજ તરફથી અપાતો ઉપદેશ ઘેર ઘેર પહોંચતો રહે એવા હેતુથી, ઈ. સ. ૧૯૧૭–૧૮ ની સાલથી, પશ્ચિમામ્નાય શ્રીશારદાપીઠાધીશ્વર, શ્રીભૂતપૂર્વ શંકરાચાર્ય સ્વામીશ્રી ત્રિવિક્રમતીર્થજી મહારાજ એઓશ્રીએ લોકકલ્યાણ વિચારીને એક ગ્રંથમાળા પ્રકટ કરતાં રહેવાનો રવૈયો ધારણ કરેલ તેને અનુસરીને આ " **શ્રી શારદાપીઠ ગ્રંથમાલા** " પ્રકટ કરતાં રહેવાનું કામ ચાલુ રાખવામાં આવેલ છે.

આ " **શ્રી ભક્તિરસાયન** " નામક અદ્વિતીય, ઉત્તમ કોટિના અને મહોપકારક સંસ્કૃત ગ્રંથના મૂળ લેખક, વિશ્વવિખ્યાત વૈદુષીક–પરમહંસ પરિવ્રાજકાચાર્ય–શ્રી મધુસૂદનસરસ્વતી યતિવર છે, અને ભક્તિમાર્ગનું અવલંબન કરી પોતાનો ઉદ્ધાર કરવાને મથતા આપણા ધર્મનિષ્ઠ જનસમાજ તરફથી આ અમૂલ્ય ગ્રંથમણિને સર્વથા શ્રેષ્ઠસ્થાન અપાતું રહેલું પણ છે. શ્રીમજ્જગદ્ગુરૂ શ્રીશંકરાચાર્ય મહારાજનું કર્તવ્ય અખિલ જનસમાજનો ઉત્કર્ષ કરવાનું હોઇને, આવા આ વિશ્વવંદ્ય, ભક્તિયોગસંસ્થાપક ગ્રંથને આપણી પ્રાકૃત–ગૂજરાતી–ગિરામાં ઉતારવાની જરૂર જણાતાં, એનું ભાષાંતર કરવાની ધર્માજ્ઞા શ્રી શારદાપીઠાધીશ્વર શ્રીમચ્છંકરાચાર્ય મહારાજ સ્વામીશ્રી સ્વરૂપાનંદ-તીર્થજી એઓશ્રી તરફથી જૂનાગઢ નિવાસી શ્રીયુત મોતીલાલ રવિશંકર ઘોડા બી. એ; એલ એલ. બી; વકીલ એઓને આપવામાં આવેલી, અને એ ધર્માજ્ઞાને અનુસરીને એમણે આ અપૂર્વ મૂળ ગ્રંથનો અનુવાદ કરી આપી ધર્મ્યકાર્ય કરી બતાવેલું છે, અને તેને પૂર્વ-સૂચિત પીઠને અંગે પ્રસિદ્ધ થતાં " શ્રી શારદાપીઠ " માસિક પત્રના કાર્યાલય તરફથી પ્રકટ પણ કરવામાં આવ્યું છે. આમ હોઈ આપણા

સનાતનધર્માવલંબી, આર્યભાવનાનુરાગી જનસમાજ તરફથી આ '**શ્રી શારદાપીઠ ગ્રંથમાલા**'નું આ આઠમું પુષ્પ યોગ્ય સત્કારને પામશે જ એવું શ્રદ્ધાપૂર્વક ભાખી શકાય તેમ છે, અને તેમ થશે તો પ્રેરક તેમજ અનુવાદકની ઇચ્છા, ઉત્સાહ અને શ્રમ લેખે લાગ્યાં ગણાશે એમાં સંદેહ નથી.

શ્રીયુત મોતીલાલ રવિશંકર ઘોડા—આ ગ્રંથના લખનાર—એમણે કોઈ પણ પ્રકારનો બદલો લીધા વિના કેવળ પોતાના સ્વર્ગસ્થ પિતાશ્રીના સ્મરણાર્થે પારમાર્થિક બુદ્ધિથી આ અનુવાદ કરી આપ્યો છે તે બદલ તેમને સર્વથા ધન્યવાદ ઘટે છે.

આ અનુવાદ પૂર્વસૂચિત મૂળ ગ્રંથ, '**भक्तिरसायन**'ના પ્રથમ ઉલ્લાસનો છે, અને બાકી રહેલા બીજા બે ઉલ્લાસોનો અનુવાદ તૈયાર છે અને તે બનશે તેટલી ત્વરાએ હવે પછી પ્રકટ કરવામાં આવશે.

આ અનુવાદ—ગ્રંથનો ઉપોદ્દ્ઘાત શ્રીમત્પરમહંસ, પરિવ્રાજકાચાર્ય, શ્રીજગદ્ગુરૂ, શ્રી પશ્ચિમામ્નાય શારદાપીઠાધીશ્વર શ્રીમચ્છંકરાચાર્ય મહારાજ સ્વામીશ્રી ૧૧૦૮ સ્વરૂપાનંદતીર્થજી એઓશ્રીએ લખેલો છે, અને તે જિજ્ઞાસુઓને ઉપકારક થઈ પડશે એમ અમારૂં નમ્ર માનવું થાય છે.

તા. ૧—૬—૨૯.
" શ્રી શારદાપીઠ કાર્યાલય "
એલિસબ્રિજ, **અમદાવાદ.**

જ. પુ. જોષીપુરા
સંસ્થાપક—" **શ્રી શારદાપીઠ** "

# અનુવાદકના બે બોલ

"**શ્રી ભક્તિરસાયન**" નામક સંસ્કૃત ગ્રંથનો ગૂજરાતી અનુવાદ કરવાનો યોગ મને શી રીતે પ્રાપ્ત થયો તેનું અત્ર આરંભમાં નિરૂપણ કરવું અસ્થાને નહિ ગણાય. મ્હારો અમદાવાદમાં નિવાસ હતો તે સમય દરમ્યાન સને ૧૯૨૧ ના મે માસના અરસામાં જામનગરના સુપ્રસિદ્ધ શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ગુરૂ વિશ્વનાથના પૌત્ર, સદ્બોધપ્રવર્તક ગુરૂ કૃષ્ણલાલ ભગવાનજીનું આગમન અમદાવાદમાં ચાતુર્માસ્યાર્થ થયલું, અને તે વખતે તેઓશ્રીનો મુકામ, ખાડિયામાંની હિંગળોક જોષીની પોળમાં મ્હારા મકાન સામે જ હતો, અને તેઓ નિત્ય બે વખત શ્રીઘોળેશ્વર મહાદેવના સ્થાનમાં પ્રવચન કરતા હતા; પ્રાતઃકાળે હમેશાં શ્રીશંકરાનન્દી ગીતા પરત્વે પ્રવચન થતું હતું. આ પ્રસંગે, આરંભકાળમાં જ, શ્રીમજ્જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્ય મહારાજ સ્વામીશ્રી સ્વરૂપાનન્દતીર્થજીનો, તેમના પૂર્વાશ્રમમાં મને પ્રથમ પરિચય થયલો; એ સમયે જ એઓશ્રીની તીવ્ર બુદ્ધિ, જિજ્ઞાસા અને ઉત્કંઠા મને તુર્ત જ જણાઈ આવેલી; અને અલ્પ સમયમાં જ અન્ય શ્રોતાઓની મધ્યે એઓશ્રી ગુરૂશ્રી કૃષ્ણલાલજીનો પ્રેમ સંપાદન કરવા સમર્થ થયલા. ત્યાર પછી કેટલાક કાળે હાલના આ શ્રીમચ્છંકરાચાર્ય મહારાજ સ્વામીશ્રી સ્વરૂપાનન્દતીર્થજીએ, શ્રી શારદાપીઠ (પ્રભાસપાટણ)ના ભૂતપૂર્વ શંકરાચાર્ય મહારાજ અને હાલમાં શ્રી ગોવર્ધનપીઠ ઉપર વિરાજતા જગદ્‌ગુરૂ શ્રી-મચ્છંકરાચાર્ય મહારાજ સ્વામીશ્રી ભારતીકૃષ્ણતીર્થજી ગુરૂશ્રી શારદાપીઠ (પ્રભાસપાટણ)ના ભૂતપૂર્વ શંકરાચાર્ય મહારાજ સ્વામી શ્રી ત્રિવિક્રમતીર્થજી, એમને હાથે સંન્યાસદીક્ષા લઇ તેમનું શિષ્યપદ સ્વીકાર્યું, અને આવા પ્રખર જ્ઞાનસંપન્ન ગુરૂજીની સેવામાં તેમની સાથે રહીને જ્ઞાનવૃદ્ધિ તથા ઉપદેશયાત્રા કરતાં રહેવાનો ક્રમ શરૂ

કરી દીધો. પાછળથી શ્રીમચ્છંકરાચાર્ય સ્વામીશ્રી ભારતીકૃષ્ણ-તીર્થજી શ્રી શારદાપીઠાધીશ્વરના પદનો સ્વેચ્છાએ ત્યાગ કરી, શ્રી ગોવર્ધનપીઠના અધીશ્વર શંકરાચાર્ય થયા તે સમયે તેઓશ્રીએ સ્વામીશ્રી સ્વરૂપાનન્દતીર્થજીને શ્રીશારદાપીઠની ગાદી ઉપર નિયુક્ત કરી દીધા, અને ત્યારથી સ્વામીશ્રી સ્વરૂપાનન્દતીર્થજી શ્રીશારદા-પીઠાધીશ્વર, જગદ્‌ગુરૂ શ્રીમચ્છંકરાચાર્ય તરીકે આપણા સનાતનધર્મી જનસમાજને ધર્મ સમજાવતા ઉપદેશયાત્રા પણ કરી રહેલા છે.

દરમ્યાન, અમદાવાદ અને ખેડા જીલ્લો જુદા પડતાં ઈ. સ. ૧૯૨૬ ના આરંભથી મારો નિવાસ અમદાવાદથી બદલાઇને નડિયાદમાં થઇ જતાં મને વિ. સં. ૧૯૮૫ ના કાર્તિક શુદિ ૧ વાર મંગળ, તા. ૧૩-૧૨-૨૮ ને શુભદિને પૂજ્ય સ્વામીશ્રી સ્વરૂપાનંદતીર્થજીનાં શ્રીમચ્છંકરાચાર્ય તરીકે પ્રથમ દર્શન કરવાનો યોગ સાણંદ મુકામે થયલો, એ પણ મારે અત્ર જણાવી દેવું જોઈએ.

પરંતુ, આમ મને જે દર્શનયોગ પ્રાપ્ત થયો તે પૂર્વે, પરોક્ષ રીતે મારો યોગ " **શ્રી શારદાપીઠ** " નામક, ધર્મ તથા તત્ત્વજ્ઞાનનો ફેલાવો કરતા માસિકદ્વારા શ્રીશારદાપીઠાધીશ્વર સાથે થઈ જવા પામેલો. જગદ્‌ગુરૂ શ્રીમચ્છંકરાચાર્ય સ્વામીશ્રી સ્વરૂપાનંદતીર્થજી એઓ-શ્રીએ પોતાના જગદ્‌ગુરૂત્વને સર્વથા ઉચિત ગણાય તથા દીપાવે એવી બહુવિધ પ્રવૃત્તિઓ ધર્મોદ્ધાર નિમિત્તે આરંભેલી છે, અને તે પૈકીની એક " **શ્રી શારદાપીઠ** " નામથી ઓળખાતું સુપ્રસિદ્ધ માસિક પત્ર છે, અને બીજી " **શ્રી શારદાપીઠ ગ્રંથમાળા** "ની યોજના પણ છે. આ " **શ્રી શારદાપીઠ** " માસિકમાં પ્રસિદ્ધ થઈ શકે એવા હેતુથી, મને વેદાન્તિક વિષયો સંબંધી લેખો લખવા પૂજ્ય મહારાજશ્રી તરફથી આજ્ઞા પણ થયલી, અને તે ઉપરથી મેં એ માસિક માટે " **शुक्लयजुर्वेदसंहिता** " " **उपदेशसाहस्री** " નાં ગૂજરાતી ભાષાંતર તથા " **ईशोपनिषद्** "નો પ્રશ્નોત્તરાત્મક અનુવાદ,

"**બ્રહ્મસહસ્રનામ**" વગેરે લખી આપેલ હતાં; અને તેમાં તે બધાં અપૂર્ણ પણ પ્રસિદ્ધ થયેલાં છે. આ પ્રવૃત્તિ ચાલતી હતી દરમ્યાન મહારાજ શ્રી ઉપદેશયાત્રાર્થે દેશાટન કરી રહેલા, અને તે દરમ્યાન તેઓશ્રી તરફથી મને "**શ્રી ભક્તિરસાયન**" નામક સંસ્કૃત ગ્રંથનો ગૂજરાતી અનુવાદ કરી આપવાની આજ્ઞા કરવામાં આવેલી. પરંતુ એ ગ્રંથ મને ઉપલબ્ધ ન હતો તેથી તેઓશ્રીએ પૂર્વનિર્દિષ્ટ ગ્રંથની એક છાપેલી નકલ મેળવીને મને મોકલી આપી અને તે હું વાંચી વિચારી ગયો પણ ખરો.

આમ મને "શ્રી **ભક્તિરસાયન**"નું પાન કરવાનો સુયોગ પ્રાપ્ત થતાં, મારા પૂર્વજપરંપરાગત સંસ્કારો જાગૃત થયા અને મને એ ગ્રંથનું ભાષાંતર કરવાનો ઉત્સાહ થઈ આવ્યો.

આ સ્થળે જણાવવું છેક અપ્રસ્તુત નહિ ગણાય કે, મારાં પૂર્વજો પૈકીનાં ઘણાંખરાં વૈષ્ણવ સંપ્રદાયનાં હતાં અને મારાં ધર્મપત્ની સ્વ૦ સૌ૦ હીરાલક્ષ્મી (સ્વ૦ જાદવરાય ભવાનીદાસ વૈષ્ણવની પુત્રી)નો પણ એજ સંપ્રદાય તરફ પૂર્ણ પક્ષપાત હતો. આશરે બસો વર્ષ ઉપર થઈ ગયેલા મારા પૂર્વજ સુપ્રસિદ્ધ નાથભવાન વેદાન્ત–નિષ્ણાત અને અનન્ય ઉપાસક તેમજ કવિ પણ હતા. જૂનાગઢ વાઘેશ્વરી દરવાજા બહાર આવેલાં વાઘેશ્વરી માતાનો તેમને સાક્ષાત્કાર થતાં તત્કાળ '**અંબાઆનન**'નો સુપ્રસિદ્ધ ગરબો તેમણે રચેલો અને ઉત્તરાવસ્થામાં સંન્યાસ ગ્રહણ કરી '**અનુભવાનન્દસરસ્વતી**' નામથી તેઓશ્રીએ સં. ૧૭૮૯ શ્રાવણ સુદી ૧૩ રવિના રોજ '**બ્રહ્મગીતા**' પદ્યમાં ઉતારેલી છે. પ્રભાસપાટણ પાસે કોડીનાર નજદીક તેઓશ્રી સમાધિસ્થ થયેલા. મારાં સદ્દગત પિતામહી યમુના (સુજ્ઞ વલ્લભજી અમરજી ઝાલાનાં પુત્રી) તથા મારાં સદ્દગત માતુશ્રી કેસર ઉર્ફે ઝમક (રામજી સુંદરજી જોષીપુરાનાં પુત્રી) પણ ચુસ્ત વૈષ્ણવ હતાં, એટલે મારા સદ્દગત, બ્રાહ્મણવત્સલ, વેદપરાયણ પિતાશ્રીની વૈષ્ણવી વૃત્તિનો લાભ મને પણ મળેલો ખરો. આ બધો યોગ હતો તેમાં પૂજ્ય મહારાજશ્રીની આજ્ઞા થઈ, અને મેં કોઇ પણ પ્રકારનો બદલો મેળવવાની

કામના નહિ રાખતાં મારા સદ્‌ગત પિતાશ્રીના સ્મરણાર્થે આ અનુવાદ-ગ્રંથ તૈયાર કરી આપેલો છે. મારા આ અનુવાદગ્રંથનો પાઠકગણ સત્કાર કરશે તો હું તેમનો ખરેખરો ઋણી બનીશ. આ ગ્રંથના ભાષાંતરમાં દોષ નહિ હોય એમ કહી શકાય નહિ જ; તથાપિ પ્રયાસ કરનારે દોષભીતિથી પોતાની પ્રવૃત્તિ છોડી દેવી એ કોઇ પણ રીતે ઉચિત ન ગણાય, અને તેથી જ મેં આ પ્રયાસ પૂરો કરેલો છે.

ઉપસંહારમાં મારે વિદિત કરી દેવું જોઈએ કે, નડિયાદમાં સંતરામના મંદિરમાં, સુપ્રસિદ્ધ મહાત્માવર્ય નારાયણસ્વામી પધારેલા તેમનો સમાગમ મને થઈ આવતાં તેઓશ્રીએ, અમારી વિજ્ઞપ્તિ ધ્યાનમાં લઈ પોતાની શારીરિક અસ્વસ્થતા હતી છતાં તેની દરકાર ન રાખતાં શ્રોતાઓને આ ગ્રન્થનું માહાત્મ્ય પ્રતિપાદન કરી પ્રેમપૂર્વક શ્રવણ કરાવતાં, આ અનુવાદકાર્યમાં કેટલીક સહાય્ય મળેલી તે માટે આ સ્થળે તેમનો ઉપકાર દર્શાવવો અયોગ્ય નહિ જ ગણાય.

જગદ્‌ગુરૂ શ્રીમચ્છંકરાચાર્ય મહારાજ સ્વામીશ્રી સ્વરૂપાનંદતીર્થજીએ એક સમર્થ અને દ્યોતક ઉપોદ્‌ઘાત લખી આ ગ્રંથની મનનીયતાનું પ્રતિપાદન કરેલું છે તે વાંચીવિચારી જવાની પ્રત્યેક કોટિના પાઠકને ખાસ ભલામણ કરી હું વિરમું છું.

દીવાળી પોળને નાકે, નડિયાદ<br>
સં. ૧૯૮૫ના અશાડ શુદી ૧૧<br>
બુધવાર તા. ૧૭-૭-૨૯

**મોતીલાલ રવિશંકર ઘોડા**



**સ્વ. રવિશંકર મયાશંકર ઘોડા—જૂનાગઢ.**

જન્મ : સંવત ૧૯૦૯ આશ્વિન વદી ૦)) ગુરૂવાર.

મૃત્યુ : સંવત ૧૯૮૩ જેઠ વદી ૨ શુક્રવાર તા. ૧૭-૬-૨૭.

ॐ श्री

# उपोद्घात।

॥ ॐ नमोनमः श्रीगुरुपादुकाभ्याम् ॥

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ: એ પુરૂષાર્થ ચતુષ્ટયમાં 'મોક્ષ'ને પરમ પુરૂષાર્થ, અને પહેલા ત્રણને એ મોક્ષાખ્ય પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ અર્થે સાધનરૂપ પુરૂષાર્થ માનવામાં આવેલ છે, એ વાત સુપ્રસિદ્ધ જ છે. તથાપિ સ્પષ્ટતાની ખાતર કાંઇક અંશે કહેવું પડે છે કે ધર્મનું પાલન જો કેવળ ઇશ્વરાર્પણ--બુદ્ધિથી જ કરવામાં આવે તોજ તેવો નિષ્કામવૃત્તિથી સધાતો ધર્મ, એ પરમ પુરૂષાર્થને પ્રાપ્ત કરવાના કામમાં ઉપકારક થઇ રહે છે; પરંતુ એજ ધર્મ જો સકામ વૃત્તિથી સેવાય તો તે ઉપકારક નીવડતો નથી એટલું તો નહિ, પરંતુ કોઇ પ્રસંગે તે અનર્થકર પણ થઇ પડે છે. અર્થાત્ નિષ્કામ પ્રવૃત્તિવાળું જીવન જ મનુષ્ય માત્રનું ધ્યેય છે અને હોવું પણ જોઇએ, અને જેટલા પ્રમાણમાં એ એમનું જીવન વધારે ઓછું નિષ્કામ હશે તેટલા પ્રમાણમાં મનુષ્ય મનુષ્ય વચ્ચે ભેદ રહેલો જોવામાં આવશે અને તેટલે અંશે તેમનામાં ઉચાનીચાપણું પણ દેખાશે. આમ જ્યારે આપણને ધારણ કરી રાખનાર ધર્મનું લક્ષણ છે, ત્યારે પછી તે નિષ્કામ ધર્મને અનુસરતા 'અર્થ' રૂપ દ્વિતીય પુરૂષાર્થની બાબતમાં પણ આપણે તેવું જ સમજવું જોઈએ. જે અર્થની પ્રાપ્તિ કરવામાં ધર્મનો–નિષ્કામ ધર્મનો–આશ્રય કરવામાં ન આવે, એટલે કે કેવળ તેવા ધર્મને બળે જો અર્થપ્રાપ્તિ કરવામાં આવતી નથી, તો તેવા ધર્મભાવનારહિત પ્રવૃત્તિથી કરાયલ અર્થપ્રાપ્તિ, મોક્ષરૂપી પરમ પુરૂષાર્થને સાધવાના કામમાં ઉપયોગી થતી નથી એટલું તો નહિ, પરંતુ એ પ્રકારની, ધર્માધાર વિના કરાતી અર્થપ્રાપ્તિ અપકર્ષની જનેતા પણ થઇ પડે છે. હવે ત્રીજો પુરૂષાર્થ જે 'કામ' સંજ્ઞાથી ઓળખાય છે તેનું રહસ્ય પણ આપણે સંક્ષેપમાં સમજી લેશું. અહીં 'કામ'નો અર્થ

'ઇચ્છા' છે, અને એ કામના કે ઈચ્છા હરકોઇ પ્રકારની હોઇ શકે. આમ ઇચ્છા હરકોઇ પ્રકારની હોઇ શકે છે, એટલે આપણે એમ સહજ કહી શકીએ કે. મોક્ષપ્રાપ્તિ કરવાના કામમાં બધાય પ્રકારની બધીય ઈચ્છાઓ–કામનાઓ–ઉપકારક થઇ શકે નહિ જ. ત્યારે કેવા પ્રકારની ઈચ્છા ઉપકારક થઇ રહે? આ પ્રશ્નનો ઉત્તર આપણે આપણી વિશ્વવંદ્ય શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને વર્ણવેલ 'કામ'ની વ્યાખ્યાથી આપી શકીએ. પરમાત્મા શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે, "**धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ** (હે ભરતોના વૃષભ–અર્જુન! ભૂતમાત્રમાં ધર્મથી અવિરૂદ્ધ–એટલે કે ધર્મને બાધક ન નીવડે એવો–જે '**કામ**' તે હું પોતે છું.)" આ શ્રીકૃષ્ણ ભગવાનનું વચન એટલું તો સ્પષ્ટાર્થવાળું છે કે, તે પરત્વે લાંબુ વિવેચન કરવાની આવશ્યક્તા રહેતી નથી; તથાપિ તેને સાધારણ ભાષામાં આપણે સ્પષ્ટ કરતાં કહી શકીએ કે, જે કોઇ કામ-કામના–ઇચ્છા–વૃત્તિ ધર્મ–થી વિરૂદ્ધ હોય તે સર્વથા મોક્ષ મેળવાવી આપવામાં બાધક થઇ પડે તેમ છે. આમ છે એટલે આપણે એટલું તો સમજી શકશું જ કે, આપણી પ્રત્યેક ઈચ્છા ધર્મથી અવિરૂદ્ધ પ્રકારની તો હોવી જ જોઈએ;–અર્થાત વધારે નહિ તો પછી તેવી કોઇપણ ઇચ્છા વિરૂદ્ધકોટીની તો ન જ હોવી જોઇએ; તે ધર્મને કેવળ અનુકૂળ ન હોય, તો છેવટ તે તેને પ્રતિકૂળ તો ન જ હોવી જોઇએ. ત્યારે હવે '**મોક્ષ**' એટલે શું સમજવું? સાધારણ રીતે '**મોક્ષ**'નો અર્થ 'મુક્ત થવું તે'–'છૂટા થવું તે–' એવો થાય છે. સુખદુઃખના દ્વંદ્વમાંથી છૂટયા એટલે મોક્ષપ્રાપ્તિ થઈ ગઈ એમ ઘણા લોકો બોલે છે ખરા; તથાપિ કોઇ જડચિત્તવાળો માણસ સુખ કે દુઃખનો અનુભવ ન કરી શકી તે ઉભયની અસરોથી મુક્ત રહેલો દેખાય, તો શું આપણે તેવા માણસને 'મોક્ષ પામેલો ગણી શકશું ખરા? જવાબ આપણે નકારમાં જ દેવો પડશે. ત્યારે '**મોક્ષ**' એટલે શું સમજવું? બહુ શાસ્ત્રીય રીતે ન બોલતાં આપણે '**મોક્ષ**'નો અર્થ એમ સમજાવી શકીએ કે,પ્રાપ્ત થતાં સુખદુઃખને જ્ઞાનપૂર્વક સરખાં ગણી, તેમની

અસરોમાંથી મુક્ત રહી કેવળ સચ્ચિદાનંદમાં લીન થઇ રહેવું તે '**મોક્ષ.**' આમાં સુખદુઃખને **સરખાં** ગણવાનું, તેમ તેમની અસરોમાંથી **જ્ઞાનપૂર્વક મુક્ત** રહેવાનું કહેલું છે એ વાત ખાસ કરીને ધ્યાનમાં રાખવાની જેમ છે, તેમ બીજી તરફથી તે પ્રમાણે મુક્ત રહીને સચ્ચિદાનંદમાં લીન થઈ રહેવાનું કહેવામાં પણ આવેલ છે, તે વાત ધ્યાન બહાર જવા દેવા જેવી પણ નથી જ. સુખદુઃખની અસરોમાંથી મુક્ત રહીને પણ જો સચ્ચિદાનંદનો અનુભવ થતો ન રહે તો યથાર્થ મોક્ષની પ્રાપ્તિ થયલી ન જ ગણાય; કારણકે મોક્ષમાં કેવળ દુઃખાભાવ નથી એટલું તો નહિ, પરંતુ મોક્ષ પરમ આનન્દના કારણરૂપ જ છે, અને હોવો પણ જોઇએ. જો તે પરમ આનંદના કારણરૂપ ન હોય તો તેને મેળવવાને કોઇ પ્રયાસ કરે જ નહિ અને તે કેવળ, કોઈ એક ખાલી ખોખારૂપ–કલ્પના–જ ગણાય! ટુંકામાં કે આપણે '**મોક્ષ**'નો અર્થ 'નિર્વિકાર અને અખંડ સુખ–કેવળ પરમ સુખ કે શાશ્વત સુખ–' એમ કરી શકીએ; અને તે મેળવવાને આપણાં ધર્મશાસ્ત્રોમાં અનુભવસિદ્ધ ચાર પ્રકારના માર્ગ–ચાર પ્રકારના યોગ–બતાવેલા પણ છે:—(૧) **કર્મયોગ**, (૨) **ભક્તિયોગ**, (૩) **અષ્ટાંગયોગ** અને (૪) **જ્ઞાનયોગ.** આ ચારે યોગ એક બીજાથી કેવળ સ્વતંત્ર નથી, પરંતુ તે ચારે એક બીજાનાં મદદગાર અને ઉપકારક અંગો છે. તથાપિ વ્યવહારમાં એ ચારે પૈકીના જે કોઈનું પ્રાધાન્ય દેખાય છે તેને લીધે બાકી રહેલાને ગૌણપદ પ્રાપ્ત થઈ જતાં તેઓ દૃષ્ટિએ ચઢતા નથી, અને પરિણામમાં તેમની સાધકતાનું મૂલ્ય પણ ઘણીવાર ઓછું અંકાય છે. પરંતુ ખરી વાત એ છે કે, ખરેખરા મોક્ષની પ્રાપ્તિ એ તમામ યોગોના સહકાર વિના થઇ શકતી નથી જ. ઘણે ભાગે આપણે કર્મ, ભક્તિ અને જ્ઞાન, એ ત્રણ પ્રકારના માર્ગનો નિર્દેશ થતો દેખીએ છીએ; અષ્ટાંગ યોગને સ્વતંત્ર સ્થાન સર્વથા અપાતું જોવામાં નથી આવતું. આ અષ્ટાંગયોગ સ્વતંત્ર સ્થાનને બહુ પામી શકયો નથી તેનું કારણ એ કે, તેને જ્ઞાનયોગની અંદર ગણી

લેવામાં આવેલ છે, અને એજ કારણથી શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ કર્મ, ભક્તિ અને જ્ઞાન, એ ત્રણ જ માર્ગો–યોગો–નું નિરૂપણ કરવામાં આવેલ છે, અષ્ટાંગ યોગને જુદો વર્ણવવામાં આવેલ નથી. અધિકાર–યોગ્યતા–ને ભેદે કરીને સાધારણ રીતે મનુષ્ય આ ત્રણમાંથી હરકોઇ એકનું અવલંબન કરી, તેને પ્રાધાન્ય આપી તે પરત્વે પોતાની બધીય શક્તિઓ કામે લગાડી તે દ્વારા પોતાનું ધ્યેય કે જે '**મોક્ષ**' છે તેને પ્રાપ્ત કરવાને ઇચ્છે છે. અમે આ બાબત અમારા તરફથી "**શ્રીશારદાપીઠ**" નામક માસિક પત્રમાં પ્રસિદ્ધ કરાતા "**ગીતો-પદેશ**" સંજ્ઞક લેખમાં પ્રતિપાદિત કરેલી છે એટલે અહીં તે વિષે વિસ્તાર કરવાની જરૂર નથી.

વસ્તુતઃ પૂર્વસૂચિત ત્રણ માર્ગોમાંથી અમુક એકજ નિઃશ્રેયસની પ્રાપ્તિ કરાવનાર છે અને બાકીના નથી, એવો દુરાગ્રહ રાખવાની બીલકુલ જરૂર નથી; તેમ વળી એ માર્ગો પૈકી કોઇ એકનું અવલંબન કરવાથી "**ज्ञानादेव तु कैवल्यम्**" એ સિદ્ધાન્તને હાનિ પણ થતી નથી. કૈવલ્ય મુક્તિના વિષય પરત્વે એ સિદ્ધાન્ત સાચો છે એ વાત જો કે ખરી છે, તથાપિ સાયુજ્ય–મુક્તિની પ્રાપ્તિ તો આ માર્ગત્રયમાંથી કોઇ એકને પ્રાધાન્ય આપી બીજા બધાને ગૌણ ગણવામાં આવે તો પણ થઇ શકે છે. કેવળજ્ઞાન તો અદ્વૈતઅવસ્થા–નિર્વિકલ્પ સમાધિ–અવસ્થાને કહી શકાય; અને તે અવસ્થામાં દ્વૈતનો અભાવ હોય છે એટલે પછી તે પરત્વે 'કર્મ' કે 'ભક્તિ' શબ્દનો પ્રયોગ થઇ શકતો નથી. તથાપિ સાથે સાથે એમ પણ વિચારવાનું છે કે, કૈવલ્યમુક્તિના અધિકારીઓની સંખ્યા બહુ જ થોડી હોય છે. સાંપ્રત કાળમાં સાયુજ્ય–મુક્તિના અધિકારીઓ જ જ્યાં વિરલ થઇ પડયા છે ત્યાં કૈવલ્યમુકિતના અધિકારીઓ શોધ્યા પણ શેના જડે ?! વળી શ્રી ભગવાને પોતે પણ જે કહ્યું છે કે, **अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते** ( દેહાભિમાનીને માટે કેવળ જ્ઞાન–અવ્યક્તોપાસના–નો માર્ગ ઘણો કઠણ છે ) તે ભૂલવા જેવું નથી.

વ્યક્તની ઉપાસના કરવાનું કામ જ જ્યારે ઘણું મુશ્કેલ થઈ પડે છે, ત્યારે પછી જે વ્યક્ત નથી–દૃષ્ટિએ ચઢી શકે તેમ નથી–જેને ઇન્દ્રિયોથી ઓળખી શકાય તેમ નથી–તેની ઉપાસના–ભક્તિ–કરવી એ કેટલું બધું મુશ્કેલ છે એ સંબંધમાં કહેવાય તેના કરતાં સમજી લેવાય એજ વધારે સારૂં છે. '**नैष्कर्म्यमप्यच्युतभाववर्जितं न शोभते ज्ञानमलं निरंजनम्** (ભગવદ્ભક્તિ વિનાનું કેવળજ્ઞાન શોભાસ્પદ નથી) એમ નારદે શ્રી ભાગવતમાં કહેલું છે, અને બ્રહ્મા પોતે પણ આ બાબત પરત્વે કહે છે કે :—

" श्रेयः सृतिं भक्तिमुदस्यते विभो ।
क्लिश्यन्ति ये केवल बोधलब्धये ।
तेषामसौ क्लेशद एव शिष्यते ।
नान्यद्यथास्थूलतुषावघातिनाम् ॥ भा० द० स्कं० अ० १४

( **અર્થઃ**—જેમાંથી કલ્યાણનો પ્રવાહ નીસર્યા કરે છે એવી આપની ભક્તિ છોડી દઈને જે લોકો એકલા બ્રહ્મજ્ઞાનને અર્થે જ પરિશ્રમ ઉઠાવ્યાં કરે છે તે લોકોને જાડાં ફોતરાં–ફીફાં–ખાંડનારાઓની પેઠે અંતે ફળ રૂપે કેવળ પરિશ્રમ જ રહે છે–અર્થાત્ અન્ય કોઈ પ્રકારનું ફળ પ્રાપ્ત થતું નથી.) આ ઉપરથી પણ સમજાશે કે, યથાર્થ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી એ, એક રીતે કહીએ તો, એક હાથે સમુદ્ર તરી જવાને મથવા જેટલું વિકટ અને અતકર્ય કામ છે. અનુભવથી પણ આપણે જાણીએ છીએ કે, કેવળ બુદ્ધિવિકાસ અને બુદ્ધિવિલાસની ખાતર જ જો જ્ઞાન–બ્રહ્મજ્ઞાનને–લગતાં સંખ્યાબંધ પુસ્તકો વાંચવામાં આવે છે અને તેમાંના શબ્દો–વિચારો–ને મગજમાં ઠાંસી ઠાંસીને ભરવા–પૂરવા–માં આવે છે, તો તેના પરિણામમાં આપણને યથાર્થ જ્ઞાનનો લાભ થઈ જતો નથી એટલું તો નહિ, પરન્તુ ઘણી વાર આપણે એવા પુસ્તકપંડિતોને, એવાં એ પુસ્તકોમાંના વિચારોની અટપટી જાળમાં એવા તો ગુંચવાઈ–ફસાઈ–પડેલા જોઈએ

છીએ કે, તેમની ઉપર આપણને દયા આવ્યા વિના રહે જ નહિ! તેવા પુસ્તકપંડિતો પોતાથી સંગ્રહાયેલા વિચારોના વમળમાં એવા તો પડી ગયેલા દેખાય છે કે, તેઓ તેમાંથી મુક્ત થવાનો માર્ગ પણ શોધી શકતા નથી; અને જે બુદ્ધિવિકાસ અને બુદ્ધિવિલાસને તેમના પોતાના પ્રકર્ષ અને આનંદના કારણરૂપ પોતે ગણેલ હોય છે તે જ બુદ્ધિવિકાસ અને બુદ્ધિવિલાસ તેમના પોતાના સંબંધમાં તેમના પોતાના આપકર્ષ અને ક્લેશનાં કારણો બની રહે છે. ત્યારે આમ થવાનું કારણ શું? કારણ માત્ર એટલું જ કે, જે પ્રકારની **સહૃદયતાથી** એ પુસ્તકપંડિતોએ એ પુસ્તકો વાંચવાં અને વિચારવાં જોઇએ તે પ્રકારની **સહૃદયતાનો** તેમનામાં અભાવ હોય છે અગર તો તેની ઉણુપ હોય છે, અને એ પ્રકારની ખોડને લઈને તેઓ પોતાનાં પાઠ્ય પુસ્તકોમાંના વિચારોને યથાર્થ રીતે પચાવી શકેલા હોતા નથી. ટૂંકામાં કે, **સહૃદયતા**-ભક્તિ-નો તિરસ્કાર કરી, અગર તો તે જેટલા પ્રમાણમાં હોવી જોઈએ તેટલા પ્રમાણમાં તેને પોતાની કર્યા વિના જે માણસ કેવળ જ્ઞાનની પ્રાપ્તિ કરવાને પ્રયત્નશીલ થઇ રહે છે તે માણસ યથાર્થજ્ઞાનની પ્રાપ્તિ કરી શકતો નથી એટલું તો નહિ, પરંતુ ઘણા પ્રસંગોમાં તો તેવો માણસ જનસમાજને હાનિ કરનારો પણ થઇ પડે છે. જ્ઞાનમાત્રમાં સર્વોત્તમ ગણાતું જે **વેદાન્તજ્ઞાન** તેને જગત્માં વગોવાવાનો જે પ્રસંગ ઉભો થયો છે, અને તે **વેદાન્તજ્ઞાનને** જનસમાજના સંસારવ્યવહારમાં જે પ્રકારનું સર્વવ્યાપક અને સર્વોત્તમ સ્થાન મળવું જોઈએ તે જે મળ્યું નથી કે મળતું નથી તેમાં જેટલો દોષ પૂર્વોક્ત કોટીના પુસ્તકપંડિતોનો છે તેટલો દોષ અન્ય કોઇનો હોય એમ કહી શકાતું નથી. અર્થાત્ યથાર્થ બ્રહ્મજ્ઞાનમાં યથાર્થ બ્રહ્મભાવનો અભાવ કલ્પી શકાય જ નહિ; એટલે કે બ્રહ્મભાવ વિનાનું બ્રહ્મજ્ઞાન કોઇ પણ રીતે ઉપકારક નીવડી શકતું નથી. અર્થાત જ્ઞાનનો આત્મા ભક્તિ છે, અને ભાવ-ભક્તિ-થી ભીંજાયલું મન જ ખરેખર જ્ઞાનરસને ઝીલી શકે છે.

આ પ્રમાણે બ્રહ્મજ્ઞાન પરત્વે ભાવ કે ભક્તિનું માહાત્મ્ય હોઇ આપણે એ ભાવ કે ભક્તિ સાધવાને પ્રયાસ કરવો એ પ્રથમ જરૂરનું છે. ત્યારે એ ભાવ–ભક્તિ–નું યથાર્થ નિરૂપણ કરી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરાવનાર કોઇ ગ્રંથ છે ખરો? હા. શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય વિશ્વવિખ્યાત વૈદુષીક શ્રી મધુસૂદનસરસ્વતી સ્વામીશ્રીએ '**ભક્તિરસાયન**' નામનો એક અદ્વિતીય ગ્રંથ સંસ્કૃત ભાષામાં લખીને માનવ સૃષ્ટિ ઉપર મોટો ઉપકાર કરેલો છે. આ સ્વામીશ્રી એક મહાપ્રખર વેદાન્તી હતા અને તેમણે "**અદ્વૈત–સિદ્ધિ**," "**સિદ્ધાન્તબિન્દુ**" વગેરે વેદાંતગ્રંથો લખીને પોતાનું નામ અમર પણ કરેલું છે. આ એમનો "**અદ્વૈતસિદ્ધિ**" નામક ગ્રંથ સમજવા સમજાવવાનું કામ ઘણું જ કઠિન છે; તથાપિ શ્રી રામેશ્વરદત્ત બ્રહ્મચારીએ એ અનુપમ ગ્રંથનો અનુવાદ હાલમાં હિંદી ભાષામાં કરેલો છે, ને તેની પ્રસ્તાવનામાં તેમણે લખ્યું છે કેઃ–"**इसका प्रचार सामान्य प्रजामें तो क्या विद्वन्मंडलीमें भी नाममात्रका ही है. जब श्री काशीजीमें हमने अपनी मित्रमंडली सहित इस ग्रंथको लेकर घूमना आरम्भ कीया तब इसको निर्भ्रान्त रीतिसे कोइ पढाने वालाही नहीं मिला. जब श्री काशीजीकी यह दशा है तब अन्यत्रकी बात क्या करनी है.**" આપણી ગુર્જરગિરામાં તો તેનો અનુવાદ છે જ નહિ એટલું તો નહિ, પરંતુ એવા એ મહાગ્રંથનાં દર્શન પણ કેટલાએ કર્યા હશે તે વિચારવા જેવું છે! આવા આ "**અદ્વૈતસિદ્ધિ**"ના લેખકનો બીજો એક ગ્રંથ "**ભક્તિરસાયન**" પણ તેટલો જ વિદ્વતાપૂર્ણ અને સુવિખ્યાત છે; અને એ ગ્રંથનું નામ જો કે વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયીઓ વગેરેને જાણીતું છે તથાપિ તેમાંના બહુ જ થોડાએ પણ એ ગ્રન્થનાં દર્શન ભાગ્યે જ કર્યાં હશે! આજથી બે વર્ષ ઉપર આ "**ભક્તિરસાયન**" ગ્રંથ અમને વડોદરાના સુપ્રસિદ્ધ ધર્માભિમાની સાક્ષર શ્રીયુત હીરાલાલ વ્રજભૂખણદાસ શરૉફ એઓ

તરફથી દેખાડવામાં આવેલો, અને અમે એ ગ્રન્થને અપ્રાપ્ય માનતા હતા એટલે અમે તુરતજ તેની હસ્તલિખિત નકલ કરી લીધેલી એટલું તો નહિ, પરંતુ અમારા પૂજ્ય ગુરૂજી શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય, શ્રીજગદ્દગુરૂ શ્રીગોવર્ધનપીઠાધીશ્વર શ્રીમચ્છંકરાચાર્ય સ્વામીશ્રી ભારતીકૃષ્ણુતીર્થજીની મદદથી અમે તે ગ્રંથ વાંચી સમજી લેવાનો આયાસ પણ તેજ સ્થળે કરેલો, અને વડોદરાની પ્રજા સમક્ષ તે સંબંધે પ્રસંગોચિત નિરૂપણ પણ કરેલું હતું. એ પછી ઇ. સ. ૧૯૨૮ ના આરંભમાં અમારી સ્વારી જ્યારે અમદાવાદમાં આવેલી અને લાંબા વખત સુધી અમે ત્યાંના કામનાથ મહાદેવવાળા સ્થાનમાં મુકામ રાખી પ્રજાગણ સમક્ષ ધર્મોપદેશ કરવાનું ચાલુ રાખેલું તે સમયે, અને ત્યાર બાદ વિરમગામની પ્રજા સમક્ષ પણ અમે આ "**શ્રી ભક્તિરસાયન**" માં વર્ણવાયલ ભક્તિયોગ પરત્વે વ્યાખ્યાનો આપેલાં હતાં. આવા શિષ્ટ ગ્રંથને જો ગુર્જર ગિરામાં ઉતારવામાં આવે તો આપણા સનાતન ધર્માનુરાગી જનસમાજને મોટો લાભ થાય એવું પણ અમને તે સમયે લાગેલું હતું; પરંતુ પાકકાળ આવ્યા વિના–યોગાભાવે–કોઇ પણ વાત બની શકતી નથી, એટલે અમારી એ પ્રકારની ભાવના પરિપુષ્ટ થતી પણ અમારા મનનાં જ રહેલી. એટલામાં અમારી શ્રી શારદાપીઠના એક સેવક શ્રીયુત જયસુખરાય પુરૂષોત્તમરાય જોષીપુરા એમ. એ. વિરમગામ આવી પહોંચ્યા, અને તેમણે પ્રસંગને અનુસરી આ '**ભક્તિરસાયન**'નું ગૂજરાતી ભાષાંતર કરાવી પ્રસિદ્ધ કરવાની અમને સૂચના પણ કરી દીધી. અમારી આવી મનીષા તો હતી જ, અને તેમાં આવું સૂચન પણ થયું; એટલે અમારો સંકલ્પ વધારે દૃઢ થયો, અને અમે, કોઇ ભાષાંતરકાર મેળવવાની તજવીજ કરવાને રા. જયસુખરાયને જણાવી દીધું તે ઉપરથી તેમણે ભાષાંતરકાર તરીકે શ્રીયુત મોતીલાલ રવિશંકર ઘોડા, બી. એ. એલ. એલ. બી. વકીલ એઓનું નામ સૂચવ્યું, અને અમે એ ગૃહસ્થની યોગ્યતા જાણતા હતા

તેથી અમે આ '**ભક્તિરસાયન**' નો ગૂજરાતી અનુવાદ કરવાની તેમને પ્રેરણા પણ કરી દીધી, અને શ્રીયુત મોતીલાલ ઘોડાએ, એ અમારી પ્રેરણાનુસાર આ ગુર્જર ગ્રંથ, વિના વિલંબે, તૈયાર પણ કરી આપ્યો. આ શ્રીયુત મોતીલાલજી એક બહુ સારા સંસ્કૃતજ્ઞ, ધર્મશાસ્ત્રજ્ઞ અને ધર્મગ્રંથોના અનુવાદક છે; અને વડોદરા રાજ્યે એમને યોગ્ય પારિતોષિક આપીને એમની પાસે "**શ્રીશંકરાનન્દી ટીકાવાળી શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**' તેમ જ "**ઋગ્વેદ સંહિતાઃ**' એ બે ગ્રંથોના ગૂજરાતી અનુવાદો પણ કરાવેલા છે તે સુવિદિત જ છે એટલું તો નહિ, પરંતુ એમના ધર્માનુરાગે એમને, શ્રી આદ્ય શંકરાચાર્યપ્રણીત "**उपदेशसाहस्री**" જેવા અદ્વિતીય સંસ્કૃત ગ્રંથને તેમ જ '**शुक्ल यजुर्वेद संहिता**' તથા '**ईशावास्य उपनिषद्**' ને (પ્રશ્નોત્તરરૂપે) ગુર્જર ગિરામાં ઉતારવાને પ્રેરેલ છે એમ પણ અમે જાણીએ છીએ. અમારે આ સ્થળે મુક્તકંઠે જણાવી દેવું જોઇએ કે, શ્રીયુત મોતીલાલ ઘોડાએ, કોઈ પણ પ્રકારનો બદલો લીધા વિના, કેવળ સ્વધર્મનિષ્ઠાથી આ ગૂજરાતી અનુવાદ કરી આપેલો છે, અને તે વાત તેમના જેવા વિદ્વાન્ અને શ્રદ્ધાવાન્ સંસ્કૃતજ્ઞ અને ધર્મજ્ઞને જેમ સર્વથા ઘટે તેવી છે તેમ તે બીજી તરફથી અમારા જેવા તરફથી ધન્યવાદને પાત્ર પણ છે જ; અને તેથી અમો શ્રીયુત મોતીલાલને એમની આવી નિઃસ્વાર્થ કર્તવ્યબુદ્ધિને માટે ધન્યવાદ પણ અંતઃકરણ-પૂર્વક આપીએ છીએ.

આ ગ્રંથના મૂળ લેખક સ્વામી શ્રી મધુસૂદનતીર્થજી એક પ્રખર વેદાન્તી હતા એવું જો કે ઉપર કહેવાઈ ગયું છે, તથાપિ તે ઉપરથી કોઈએ એમ માની લેવાનું નથી કે, આ ગ્રંથ પણ વેદાન્તકોટિનો હોઈ શુષ્કતાથી ભરેલ હોવો જોઈએ. ખરી વાત તો એ છે કે, આ ગ્રંથ વેદાન્તવિષયક છે તથાપિ રસિક છે, અને સદરહુ સ્વામીશ્રીએ પોતાના અપૂર્વ વેદાન્તજ્ઞાનને, ભાવાત્મક-રસાત્મક ગણાતી ભક્તિને અનુરૂપ ગણાય તેવી-ભાષાશૈલીમાં ઉતારી-ઘટાવી-ને પોતાના તાત્ત્વિકજ્ઞાનની અદ્વિતીય અદ્વૈતતા સિદ્ધ કરી બતાવેલી પણ છે. પોતાના

ગ્રાની હૃદયમાં પણ તે સ્વામીશ્રીને પોતાના ઇષ્ટ શ્રી કૃષ્ણભગવાન પ્રતિ પોતાની ભક્તિ કેવી અને કેટલી અનુપમ અને અગાધ હતી તેનો ઉલ્લેખ કરતાં તેમણે સ્વરચિત "**गीतागूढार्थदीपिका-व्याख्या**" નામક ગ્રંથના અઢારમા અધ્યાયમાં આ પ્રમાણે લખેલું છેઃ-

वंशीविभूषितकरान्नवनीरदाभात्
पीताम्बरादरूणबिम्बफलाधरोष्ठात् ।
पूर्णेन्दुसुंदरमुखादरविन्दनेत्रात्
कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥"

( ગી. ગૂ. દી. વ્યા. અ. ૧૮ )

"( હાથમાં વાંસળી ધારીને વિભૂષિત થયલા, વાદળાંના જેવી કાંતિવાળા, પીતાંબરવાળા, જેના ઓષ્ઠ અરૂણબિંબફળ સમાન છે તે, જેનું મુખ પૂર્ણચંદ્રના જેવું સુંદર છે એવા, તથા કમળના જેવાં નેત્રાવાળા શ્રીકૃષ્ણથી અન્ય કોઈ ચઢીઆતું તત્ત્વ હોય એમ હું જાણતો નથી ( અર્થાત કોઇ છે જ નહિ. )"

ध्यानाभ्यासवशीकृतेन मनसायन्निष्कलंनिष्क्रियम्
ज्योति:किंचनयोगिनो यदि परं पश्यन्ति पश्यन्तु ते ।
अस्माकं तु तदेव लोचनचमत्कारायभूयाच्चिरम्
कालिन्दीपुलिनोदरे किमपियन्नीलमहो धावति ॥"

( ગી૦ ગૂ૦ દી૦ વ્યા૦ અ૦ ૧૩ )

"( ધ્યાનના અભ્યાસથી મનને વશ કરીને જે કોઇ યોગી નિષ્કલ તથા નિષ્ક્રિય એવી જ્યોતિને જોતા હોય તો તે ભલે જુવે; પણ અમારી આંખને તો ઘણા કાળ સુધી ખૂબ ચમત્કાર આપનાર કાલિન્દીતટપરના મેદાનમાં દોરનાર કોઈ એક શ્યામસ્વરૂપ જ હોજો. )" વળી તેઓશ્રી લખે છે કે:—

" अद्वैतवीथिपथिकैरुपास्या वेदान्तसिंहासनलब्धदिक्षा ।
हठेन केनापि वयं शठेन दासीकृता गोपवधूविटेन ॥"

"(અદ્વૈતમાર્ગના ઉપાસક હોવા છતાં અને વેદાન્તના સિદ્ધાન્તની દિક્ષા લીધેલી છે છતાં કોઇ એક ગોપવધૂને પ્રિય એવા શઠથી બલાત્કારે અમને દાસ બનાવી દેવામાં આવેલ છે)"

પૂર્વસૂચિત વચનો ઉપરથી આપણે સહજ સમજી શકીએ છીએ કે, એ વચનોના લેખક સ્વામીશ્રી પોતે જો કે એક પ્રખર વેદાન્તી હતા, છતાં તેમના ચિત્ત ઉપર ભક્તિ આરૂઢ થઇ બેઠેલી હતી. અર્થાત જ્ઞાન અને ભક્તિ એ ઉભય પરસ્પર અસંધેય તત્ત્વો નહિ, પરંતુ પરસ્પર ઉપકારક બાબતો છે એવું આપણે માની શકશું. જ્યાં સુધી કોઇ વસ્તુ પરત્વે ભાવ–ભક્તિ–નો ઉદય થતો નથી, ત્યાં સુધી એ વસ્તુનું પૂરેપૂરૂં જ્ઞાન પણ થતું નથી, એ વાત સ્પષ્ટ જ છે. મનુષ્ય સર્વથા અને સર્વદા નિર્વિકલ્પ સમાધિની અવસ્થામાં રહી શકતો નથી, અને તેથી કરીને તે જયારે જ્યારે બહિર્મુખ અવસ્થામાં હોય છે ત્યારે ત્યારે તેના ચિત્તને વ્યાપૃત રાખનાર કોઇ એક સાધનની અપેક્ષા રહે છે જ, અને તે જે સાધન તે 'ભક્તિ' છે. શ્રી કૃષ્ણ ભગવાને પોતે ગીતામાં ભાખ્યું છે કે:—

"योगिनामपिसर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥

(ભ૦ ગી૦ અ૦ ૬)

વળી, હાલના જમાનામાં સનાતનધર્મી પ્રજાની ધાર્મિક અવસ્થા તથા તેની અધિકારિતાનો વિચાર કરતાં પણ ભક્તિની આવશ્યકતા અને ઉપયોગિતા જણાયા વિના રહેતી નથી. ધર્મનિષ્ઠાનો નિર્વાહ કરી રખાવવાને માટે ઠરાવવામાં આવેલ વિહિત કર્મનું પાલન–સેવન–મનુષ્યથી કેટલે દરજ્જે કરી શકાય તેમ છે તે બાબત પરત્વે પાઠકે પોતે જ વિચાર કરી લેવાનો છે; તથાપિ જે બાબતોનો નિષેધ કરવામાં કે બતાવવામાં આવેલ છે તે બાબતો એવી છે કે, તેમના પરત્વે ઉતાવળા વિચાર બાંધી લેવા એ ઉચિત નથી; કારણ કે, ઘણીવાર

કેટલીક બાબતો ઉપલક દૃષ્ટિએ હાનિકર દેખાતી નથી, તોપણ તેમના પેટમાં ઝેર સંતાઈ રહેલું હોય છે તે સમયના વહેવાની સાથે પોતાનો પ્રભાવ બતાવ્યા સિવાય રહી શકતું નથી. અર્થાત્, ચિત્તશુદ્ધિની પ્રાપ્તિ કરાવવી એ જ વિહિતકર્મોનું ધ્યેય હોય છે, અને નિષિદ્ધ કર્મોથી દૂર રહેવાથી વિહિત કર્મોના પાલનને પુષ્ટિ મળતી જાય છે એ વાત, ખાસ કરીને ધ્યાનમાં રાખવી એ સર્વથા ઇષ્ટ છે. આમ હોઈ આપણે સહજ સમજી શકશું કે,ચિત્તશુદ્ધિ મેળવવાને માટે ભક્તિ જેવું સરલ સાધન,હાલના સમયમાં મળે તેમ નથી. આ સંબંધમાં આપ્તવચન પણ છે કે,'**कलौ तद्हरिकीर्तनात्' कलौकेशवकीर्तनम्।**' આ વચનનો અર્થ એવો નથી કે, ભક્તિને નામે સર્વથા ધર્મકર્મને છોડી દેવાં. તેનો જે કાંઇ અર્થ છે તે એટલો જ કે, ગમે તે ઉપાધિઓને લીધે કદાપિ ધર્મ-કર્મ કરવાનું ન બની શકે, તો પણ છેવટ ચિત્તને ભક્તિરસમાં આર્દ્રિત કરી રાખવું એ પણ કલ્યાણકર છે; કારણ કે ભક્તિરસામૃતમાં ડૂબી રહેલ મનને અનિષ્ટ ભાવનાની જાળમાં સપડાવાનો પ્રસંગ આવી પડતો નથી. ખરેખરી ભક્તિ જો મનમાં જામેલી હશે તો તેના પરિણામમાં ધર્મથી વિરૂદ્ધ ગણાતી કોઇ પણ પ્રવૃત્તિ થવા પામશે નહિ; અને એવો ભક્તિમય ચિત્તવાળો મનુષ્ય, '**क्षिप्रं भवति धर्मात्मा**' એ ગીતા વાકય પ્રમાણે પોતાનો ધાર્મિક–આધ્યાત્મિક–પ્રકર્ષ સહેલાઇથી સાધી પણ શકશે.

કેટલીકવાર એવું બોલાતું પણ આપણે સાંભળીએ છીએ કે, ભક્તિ તો નિરૂદ્યમી–કાયર–ને માટે છે, ને તેવો, કેવળ ભક્તિને અવલંબી રહેનાર મનુષ્ય તો સત્ત્વહીન–નિર્બળ–અને નિર્માલ્ય બની ગયા વિના રહેતો પણ નથી. પરંતુ આ પ્રકારનો અભિપ્રાય સત્ય નથી. વેદાન્તજ્ઞાન જેટલા પ્રમાણમાં મનુષ્યને સિંહત્વ પ્રાપ્ત કરાવનાર છે તેટલા પ્રમાણમાં ભક્તિ પણ તેને સિંહત્વ આપનારી છે, એ વાત નિઃસંદેહ છે. વિષાદમાં પડેલ અર્જુનને તેમ જ નિર્વેદ અનુભવતા શ્રી રામચંદ્રજીને સ્વસ્વ–કર્તવ્ય કરવાને પ્રોત્સાહિત કરનાર જો કે વેદાન્ત-

જ્ઞાન હતું, તથાપિ એ એમને પ્રાપ્ત થયલું જ્ઞાન એમની ભક્તિશૂન્યતા બતાવનારૂં નથી. તેમનાં ચિત્ત ભક્તિમય હતાં અને તેથી જ તેમનામાં યથાર્થ વેદાન્તજ્ઞાનનો ઉદય થયલો હતો. આમ છતાં કદાપિ આપણે વેદાન્તજ્ઞાનને ભક્તિથી ભિન્ન કોટિનું ગણીએ–અને વ્યવહારમાં તેમ કરવું ઘટે છે પણ ખરૂં–તોપણ આપણે વિચાર કરશું તો આપણને સ્પષ્ટ સમજાઇ આવશે કે, ભક્તિ–ખરેખરી ભક્તિ–પોતે પણ બળની જનેતા છે; તેનો આશ્રય કરવાથી અદ્દ્ભુત ઐશ્વર્ય–સામર્થ્ય–ની પ્રાપ્તિ થઈ આવે છે; અને વેદાન્તજ્ઞાનની પેઠે તે પણ સર્વથા અભય અપાવનારી થઇ પડે છે. **શ્રીમદ્ ભગવદ્‌ગીતા**માં **શ્રીકૃષ્ણ ભગવાને** પોતાનું ઓળખાણ આપતાં કહેલું છે કે, '**बलं बलवतामस्मि कामरागविवर्जितम्।**' એટલે આપણે એટલું તો સમજવું જોઇએ કે, કામરાગ વિનાનું જે બળ તે પ્રભુ પોતે છે;–એટલે કે યથાર્થ બળ એ એક પરમાત્માનું સ્વરૂપ જ છે. હવે જો ભક્તિથી પ્રાપ્ત થતું બળ આપણને, વેદાંતજ્ઞાનથી પ્રાપ્ત થતા બળના જેવું જ દેખાય, તો પછી એ ઉભય પ્રકારે ઉપસ્થિત થઈ આવતા બળને આપણે એક રૂપ ગણી કેમ ન શકીએ ? એ પણ આપણે વિચારવું પડશે. ભક્ત-કોટિના ગણાતા ધર્માત્માઓએ ઘણીવાર અનુપમ બળ બતાવેલું છે, એમ આપણા પોતાના દેશનો ઇતિહાસ આપણને કહી આપે છે પણ ખરો. **નરસિંહ મહેતા** જેવા ભક્તશિરોમણિએ જ ગાયલ છે કે, "ભક્તિ કરતાં જો ભ્રષ્ટ જ કહેશો, તો કરશું દામોદરની સેવા રેઃ " આ વચન કેટલા બધા બળવાળું છે તે વિષે વિચાર કરશો, તો ભક્તિ કેટલું બળ આપી શકે તે સમજવામાં આવી શકશે. હાર-પ્રાપ્તિના પ્રસંગે એ વિશ્વવંદ્ય નાગર ભક્તરાજે કેટલે બધે અંશે અભયદશાનું પ્રદર્શન કરી બતાવેલું હતું ? ત્યારે એ બધો કોનો પ્રભાવ હતો ? ભક્તિનો જ. મીરાંબાઇનું દૃષ્ટાન્ત લઇ જુવો. અર્થાત્ ભક્તસૃષ્ટિનું અવલોકન કરવાથી ભક્તિના મહિમાનું અને તેનામાં રહેલ અપૂર્વ શક્તિનું આપણને સહજ ભાન આવી શકે

તેમ છે. અર્થાત્ ભક્તિ માત્ર શક્તિ—સામર્થ્ય—ની જનની છે; પછી જોઇએ તો તે ગમે તે પ્રકારની હોય. ધર્મભક્ત, દેશભક્ત, પ્રભુભક્ત કે અન્ય કોઇ પ્રકારનો ભક્ત હોય પણ તે જો ખરેખર '**कामराग-विवर्जित**' ભક્તિવાળો હોય, તો તેને શાશ્વત અને આનન્દકર બળ પ્રાપ્ત થઇ રહેવાનું, એ વાતમાં શંકાને સ્થાન નથીજ.

ભક્તિનું બળ આ પ્રકારનું છે, અને તેની ઉપયોગિતા પણ પૂર્વોક્ત પ્રકારની છે; એટલે હવે, ભક્તિનું સ્વરૂપ શું, ઈશ્વરભક્તિની ભૂમિકા કેટલી, ભક્તિના પ્રકાર કેટલા, ભક્તિની સાથે જ્ઞાનનો સંબંધ કેવો છે, પરમપુરૂષાર્થ—મોક્ષ—ની પ્રાપ્તિ કરાવવામાં ભક્તિ કેટલે અંશે જરૂરની છે, તેના અધિકારી કોણ અને કેવા હોય છે, તથા એ ભક્તિ પ્રાપ્ત કરાવનારાં સાધન કયાં કયાં: એ બધા પ્રશ્નોના ખુલાસા મેળવવાની પણ અપેક્ષા રહે છે. આ બધા ખુલાસા આપણને આ "**ભક્તિ-રસાયન**" માંથી પ્રાપ્ત થઈ આવે છે, અને તેથી જ એ ગ્રંથનું નિરૂપણ કરવાની જરૂર રહે છે.

આ "**ભક્તિરસાયન**" ગ્રંથનો વિષય 'મુકુંદ' ભગવાન્ છે, અને તે મૂળ ગ્રંથકારના ઇષ્ટ પ્રભુ પણ છે. તથાપિ તે ઉપરથી કોઇએ એવું મત બાંધવાનું નથી કે, એ મુકુન્દ—શ્રીકૃષ્ણ—ની ભક્તિ સમજવા કે કરવાને માટે જ આ ગ્રંથ યોજાયલો છે. 'મુકુન્દ' એટલે '**मुंच कुंच ददाति सः मुकुन्दः** (ભોગ તથા મોક્ષ આપનાર તે મુકુન્દ)' એવો અર્થ થતો હોવાથી આપણે સુખેથી કહી શકીએ કે, એ શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ કરવાથી કોઇપણ પ્રકારના સાંપ્રદાયિક કાલુષ્યને તેમાં સ્થાન મળતું નથી.

ગ્રંથકારના મંગલ શ્લોકમાં જ એવો ઉત્તમભાવ ધ્વનિત થતો જણાય છે કે, જેવી રીતે નમન કરતા શ્રીશંકરને પોતાના પગની દશ આંગળીઓના નખમાં પોતાનાં દશરૂપ દેખીને પોતાના એકાદશ રૂપનું ભાન થઈ આવેલું, તેવી જ રીતે નમન કરનાર દરેકને નિજ-રૂપનું ભાન કરાવનાર આ ગ્રંથનો વિષય ભક્તિ અને ભક્તિનો

વિષય મુકુંદ છે. વળી ગ્રંથકાર પોતે તે મંગલ શ્લોકમાં '**मन्द-मंदिरे कश्चित्**' એવા શબ્દો લખીને પોતાના ઇષ્ટદેવનું કેવળ સૂચન જ કરે છે, પણ તેના નામનો સ્પષ્ટ નિર્દેશ કરતા નથી, એ પણ સમજવા જેવું છે. જ્યાં પ્રેમ અમાપ હોય ત્યાં તેવા પ્રેમ-પાત્રનો નિર્દેશ, નામ વાપરીને કરાતો નથી; અને તેથી કરીને જ આપણાં ધર્મશાસ્ત્રોમાં ગુરુ, ઇષ્ટ, પતિ, પત્ની, આત્મા વગેરેનાં નામ નિર્દિષ્ટ કરવાની મના કરવામાં આવી છે. વળી, એમ પણ હોઇ શકે કે, શ્રીકૃષ્ણ ભગવાન્ પોતે બ્રહ્મસ્વરૂપ છે અને તેથી કરીને તેમને કોઇ નામથી નિર્દિષ્ટ કરવા એ એમને મર્યાદા આપી દીધા જેવું પણ થાય! આવા પ્રસંગોમાં ગુરૂશ્રી, પ્રભુ, પ્રિય, પ્રિયે એવા એવા સૂચક શબ્દોનો ઉપયોગ કરવાનું કાર્યસાધક થઇ પડે છે, અને તેથી કરીને પણ કદાપિ ગ્રંથકારે, કોઇ પણ એક નામનો ઉપયોગ ન કરતાં મોઘમપણું રાખવાની વૃત્તિ ધારણ કરેલી પણ હોય.

વળી, મૂળ ગ્રંથકાર શાસ્ત્રપદ્ધતિ પ્રમાણે અનુબંધ–ચતુષ્ટય (અધિ-કારી, વિષય, પ્રયોજન તથા સંબંધ) સિદ્ધ કરવાને પહેલો શ્લોક લખી તેના ઉપર વિવરણ કરતાં તેમાં **ભક્તિયોગને,** પરમપુરૂષાર્થને સિદ્ધ કરાવી આપનાર સાધન તરીકે પ્રતિપાદિત કરે છે, અને આ તેમનાથી કરાતું પ્રતિપાદન, ખરેખર, મનન કરવા યોગ્ય પણ છે.

ચાર પ્રકારના યોગમાંથી '**અષ્ટાંગયોગ**' ને **જ્ઞાનયોગાંતર** ગણવાને માટે ગ્રંથકારે શ્રીમદ્ ભાગવતમાંથી પ્રમાણ આપેલ છે, અને ત્યારબાદ **કર્મયોગ**માં કર્મ કેટલાં તે બતાવીને, તે કર્મયોગ ક્યાં સુધી કરવાનો છે તે તેમણે બતાવેલું છે એટલું તો નહિ, પરંતુ **ભક્તિ-પ્રધાન** કર્મયોગ અને **જ્ઞાનપ્રધાન** કર્મયોગ એમ બે પ્રકારના **કર્મ-યોગ** કેવી રીતે એક બીજાથી જુદા પડે છે અને તેતેના અધિકા-રીઓમાં કેવો ભેદ રહેલો હોય છે તે પણ તેઓ બતાવી આપે છે. **ભક્તિ-પ્રધાન કર્મયોગ** આચરનારા તથા જ્ઞાનપ્રધાન **કર્મયોગ** આચરનારાઃ

એમ એ ઉભય કોટિના યોગીઓનું સાધારણ લક્ષણ 'અંતઃકરણશુદ્ધિ' છે;–એટલે કે અન્તઃકરણની શુદ્ધિઃ એ ઉભય પૈકીના હરકોઈની સિદ્ધિને માટે એક પ્રધાન, આવશ્યક તત્ત્વ છે, અને તેને અભાવે તે પૈકીનો હરકોઇ એક યોગ સાધી શકાતો પણ નથી. જે કોઇનું ચિત્ત પરમાત્મા ઉપરના પ્રેમથી પીગળી ગયલું હોય તે સામાન્યતઃ ભક્તિપ્રધાન માર્ગનો અધિકારી ગણાય છે, અને જેનું ચિત્ત એવા પ્રભુ ઉપરના પ્રેમથી દ્રવીભૂત થયલું હોતું નથી પણ વૈરાગ્યપ્રધાન બની ગયલું હોય છે તેને આપણે જ્ઞાનપ્રધાન માર્ગનો અધિકારી–જ્ઞાનયોગવાળો– એવી સંજ્ઞા આપી દઇએ છીએ. તથાપિ અહીં એક વાત સ્પષ્ટ કરી દેવાની આવશ્યકતા રહેલી છે; અને તે એ છે કે, ભક્તિમાર્ગનું અવલંબન કરનાર પ્રેમી હોય છે તેથી તેનું અંતઃકરણ કોમળ હોય છે–દયાભાવવાળું હોય છે, અને જ્ઞાનમાર્ગનું અવલંબન કરનાર વ્યક્તિ સામાન્યતઃ પ્રેમભાવથી દ્રવીભૂત થયલ અંતઃકરણવાળી દેખાતી હોતી નથી તેથી તે કઠોર–દયાહીન–હોય અગર છે એવું આપણે સામાન્ય રીતે સમજીએ છીએ તે આપણી જે સમજ તે આપણે દૂર કરી દેવાની છે. એ ઉભય માર્ગનું અવલંબન કરનારા જો વસ્તુતઃ યથાર્થ માર્ગે વિચરેલા હશે તો તેમનાં ચિત્ત ખરેખરા વિશ્વપ્રેમથી વ્યાપ્ત થયલાં હશે જ. ભક્તિમાર્ગીમાં પ્રેમ હોય અને જ્ઞાનીમાં પ્રેમ ન હોય એવી કલ્પના કરવાથી જ્ઞાનીને અન્યાય થવાનો સંપૂર્ણ સંભવ છે. ખરેખરો જ્ઞાની તો વસ્તુતઃ સર્વપ્રેમી હોય છે; અને તે પ્રેમભાવમાં એટલો તો ઉંડો ડૂબેલો હોય છે કે, તે કોઇપણ પ્રકારના ભેદભાવને જાણતો જ નથી હોતો.

ગ્રંથકારે, ત્યાર પછી, જ્ઞાનયોગમાં પ્રવેશ કરનારને માટે આવશ્યક ગણાતાં **નિર્વેદ, વિરક્તતા, જિતેન્દ્રિયપણું** તથા **મનને નિશ્ચળ બનાવવાનો અભ્યાસઃ** એ બધાં સાધનો બતાવેલાં છે એટલું તો નહિ, પરંતુ એ બધાં સાધનોની યથાર્થ સિદ્ધિ થયા પછી તેના પરિણામમાં

જ્ઞાનનિષ્ઠાની થઇ આવતી ઉત્પત્તિ અને સ્થિતિ બતાવી દેવાનો ઉદ્યમ કરેલો પણ આપણા જોવામાં આવે છે. જે વ્યક્તિમાં જ્ઞાનનિષ્ઠાનો ઉદય થઇ આવ્યો હોય તે વ્યક્તિનાં લક્ષણોનું વર્ણન કરતાં ગ્રંથકારે ભગવદ્ગીતાના તેરમા અધ્યાયમાંથી પ્રમાણવચનો આપીને, જ્ઞાનયોગ એટલે દેહ ઇન્દ્રિય આદિમાં અનાસંગ રહેવું તે: એમ બતાવી આપેલું છે. વળી, ગ્રંથકાર આગળ ઉપર એમ પણ બતાવે છે કે, આવી રીતના જ્ઞાનયોગવાળાને, વેદાન્તના લયચિંતનાદિ પ્રકારથી નિદિધ્યાસનપરાયણ રહેવાની જરૂર છે એટલું તો નહિ, પરંતુ અષ્ટાંગયોગ, અધ્યાત્મવિદ્યા, તથા ઇશ્વરાર્ચન–ઉપાસના–ભક્તિ વગેરે પણ તેને માટે પ્રધાન કર્તવ્ય રૂપે અપેક્ષિત થઈ રહે છે. આ તેમના વાદનું તેમણે શ્રીમદ્ ભાગવતમાંથી ઉતારા આપીને સમર્થન કરેલું છે, અને એમ કરવામાં તેમણે, જ્ઞાનયોગાન્તર્ગત સાધનભક્તિ કેવી રીતે છે તે પણ સ્પષ્ટ કરી બતાવેલું છે. આવી રીતની સાધનભક્તિના પ્રભાવથી હૃદયમાં નિવાસ કરી રહેલ પરમાત્મા ઇચ્છા–વાસના–માત્રને દૂર કરી, '**प्रज-हातियदाकामान्**' (ઇચ્છા માત્રને છોડી દે છે) ઈત્યાદિ શ્લોકોથી ગીતામાં નિર્દિષ્ટ કરેલ '**સ્થિતપ્રજ્ઞ**'ની અવસ્થા પ્રાપ્ત કરાવે છે. આવી રીતે સ્વાર્પણવૃત્તિને ધારણ કરી રહેલા ભક્તની વૃત્તિ, ભગવદ્ગુણનો જ ભંડાર જેમાં ભરેલો છે તેવા ગ્રંથોનું શ્રવણનાદિ કરતાં, સર્વસાધનોના ફળ રૂપ **ભગવદાકાર** થાય અને તેમ કરતાં "**રસનિષ્પત્તિ**" સુધીની કક્ષાએ પહોંચે તેમાં નવાઈ નથી જ. **વિભાવ, અનુભાવ** અને **વ્યભિચારી ભાવ**થી એ "**રસનિષ્પત્તિ**" થઇ આવે છે. **વિભાવ**ના બે વિભાગ છે:–(૧) **આલંબન વિભાવ**, અને (૨) **ઉદ્દીપન વિભાવ.** પરમાત્માની મૂર્તિ–તેના રૂપની કલ્પના–એ **આલંબન વિભાવ** છે, ને તે મૂર્તિને આકર્ષક બનાવનાર અલંકારાદિ **ઉદ્દીપન વિભાવ** હોઈ તે હૃદયમાં ભક્તિને પ્રદીપ્ત કરી રાખનાર તત્ત્વ ગણાય છે. ભક્તજનમાં જે નેત્રાદિથી વિક્રિયાઓ થાય છે તે '**અનુભાવ**' કહેવાય છે; અને બીજા બધા પદાર્થો ઉપર નિર્વેદ ઉત્પન્ન થઇને કેવળ એક ઈશ્વર

ઉપરનો પ્રેમ વધી જાય તેને '**વ્યભિચારી**' કે '**સંચારી**' ભાવની સંજ્ઞા આપવામાં આવી છે. યાદ રાખવાની વાત અહીં એ છે કે, ભક્તિના વિષયમાં જે પ્રકારના વ્યભિચારી ભાવને અપેક્ષિત ગણેલો છે તે આવી રીતનો–એટલે કે કામવાસનાની તૃપ્તિથી વિરૂદ્ધ કોટિનોજ છે. સામાન્ય રીતે હાલમાં '**વ્યભિચાર**'નો અર્થ 'અમર્યાદ રમણ' એવો થાય છે; પરંતુ એ શબ્દનું પૃથકકરણ કરવામાં આવશે તો તેનું રહસ્ય ખરેખરૂં સમજાઈ આવશે. વિ+અભિ+ચાર એ ત્રણ ભેળીને 'વ્યભિચાર' શબ્દ બનાવાયલો છે. 'વિ'=વિશેષ, 'અભિ'=તરફ અને 'ચાર''=ગમન : એટલે કે, 'કોઇ વિશેષ તરફ જવું, કોઇ એક જ બાબતમાં અનુરક્ત થઇ રહેવું :' એવો સરલ અર્થ '**વ્યભિચાર**' શબ્દનો જો લેવામાં આવે તો, ભક્તિરસ વડે એક જ પ્રભુમાં રમમાણ થઇ રહેવાની વૃત્તિનો ખરો અર્થ સમજાઈ આવ્યા વિના રહેશે નહિ. અર્થાત્ ભગવદાકાર-વૃત્તિનો સ્થાયીભાવ થવો તે જ ભક્તિયોગ છે, અને એવા એ ભક્તિ રસનો અનુભવ કરનારા તેને પરમપુરૂષાર્થ રૂપે વર્ણવી રહેલા પણ છે. આ ઉપરથી સમજાશે કે, પ્રેમભક્તિ ઉપર આક્ષેપ કરનારા ભક્તિયોગનું રહસ્ય યથાર્થ સમજી શકતા નથી, અને તેથી કરીને જ તેઓ તે માર્ગનું વગોણું કરી રહેલા છે.

આવી રીતના ભક્તિયોગને પરમ પુરૂષાર્થ રૂપ માનનાર કેવા પ્રકારના આનંદનો અનુભવ કરી રહે છે તે તો જેને તેનો અનુભવ હોય તે જ સમજી શકે. એવા આનંદથી વંચિત રહેનારાને તેનું સ્વપ્ન પણ આવતું નથી. આવા ભક્તિયોગને સિદ્ધ કરનારા ભક્તો અપ વર્ગ–મોક્ષ–ની પરવા પણ નથી કરતા, એવું બતાવવાને ગ્રંથકાર શ્રીભાગ-વતમાંથી ઉતારો આપીને '**પુરૂષાર્થ**'ની વ્યાખ્યા બાંધે છે, અને તે પછી, સુખ અને દુઃખનો અભાવ એમ બે પ્રકારના જે સિદ્ધાંત, પુરૂષાર્થ પરત્વે તાર્કિકો બતાવે છે તેનું ખંડન કરવાને તે પ્રવૃત્ત થાય છે. '**સુખ**' એ જ પુરૂષાર્થ છે એવું તેઓ પ્રતિપાદિત કરે છે એટલું તો નહિ, પરંતુ ચારે પ્રકારના પુરૂષાર્થોમાં પણ અંતર્ગત તત્ત્વ રૂપે રહેલ **ભક્તિયોગ** એક પુરૂષાર્થ જ છે, એવું પણ તેઓ બતાવી આપે છે.

ખરેખર ભક્તિનું સુખ આવું જ છે એ વાત, તેવા ભક્તોના આનંદાનુભવ ઉપરથી સમજાઇ આવ્યા વિના રહેતી નથી. સંકટોથી ઘેરાયલા છતાં **નરસિંહ મહેતા** આદિ પરમ ભક્તો સદાનન્દમાં રહી શકતા અને દુઃખ માત્ર તેવાઓને સ્પર્શી શકતું નહિ તેનું કારણ, એ તેમનો અનન્ય ભક્તિભાવ અને તજ્જન્ય અનન્યાનંદ જ હતો. **'દીવેટિયા' નરસિંહ મહેતાનો** હાથ બળી જાય છતાં એ આનન્દઘેલા ભક્તને તે વાતનું ભાન ન થાય એ સ્થિતિ કેટલી આનંદમય હશે તેની કલ્પના કરી જુવો. **શગાળશાહ** શેઠે આનંદમસ્ત બનીને જ પોતાના પુત્રનો વધ કરેલો એ વાત પણ જાણીતી છે. આવાં ઉદાહરણો આપણે અનેક આપી શકીએ તેમ છીએ. અર્થાત્ **'यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते'** એવું જે શ્રીભગવદ્‌ગીતાનું વચન છે તે સર્વથા સિદ્ધ છે, એમાં લેશ પણ સંદેહ નથી.

આ **'ભકિતરસાયન'** એક અપ્રમાણ–કપોલકલ્પિત–ગ્રંથ નથી પણ સપ્રમાણ છે તે બતાવવાને અર્થે ગ્રંથકારે **'शास्त्रदृष्ट्या'** શબ્દનો ઉપયોગ કરેલો છે; અને તેથી કરીને આપ્તવાક્ય–શબ્દ–પ્રમાણ–,યુક્તિ અને અનુભવઃ એ ત્રણે તત્ત્વોને વિચારી, આ ગ્રંથમાં પ્રતિપાદિત થયલ ભકિતયોગ, પરમ પુરૂષાર્થ–મોક્ષ–ની પ્રાપ્તિ કરાવનાર છે કે નહિ તે પરત્વે પાઠકે પોતે નિર્ણય કરી લેવાનો છે.

ધર્માનુષ્ઠાનથી, દાનથી, તપથી, વ્રતથી, હોમથી, સ્વાધ્યાયથી, સંયમથી અને એવા બીજા અનેક શ્રેયસ્‌ની પ્રાપ્તિ કરાવનાર માર્ગોથી, ભગવદાકારવૃત્તિ પ્રાપ્ત કરી તેનો અવિચ્છિન્ન નિર્વાહ મનુષ્યે કેવી રીતે કરી રાખવો એ સંબંધમાં ગ્રંથકારે સૂચન કરેલું છે એટલું તો નહિ, પરંતુ એવા ભગવદાકારવૃત્તિવાળા મનુષ્યને માટે પરમ પુરૂષાર્થની પ્રાપ્તિ કરાવનારો માર્ગ કેવી રીતે ખુલ્લો થાય છે તે પણ તેમણે બતાવી આપેલું છે. વળી નિર્વિકલ્પ અવસ્થામાં રહેવું તેના કરતાં ભગ-

વદાકારવૃત્તિમાં રહેવું એ કેટલીકવાર વધારે પ્રિયકર થઇ પડે છે એવું પણ ગ્રંથકારે નિર્દિષ્ટ કરેલું હોય એવું આપણે જોઈ શકીએ છીએ પણ ખરું. અર્થાત્ ગ્રંથકાર એવું સૂચવે છે કે, નિર્વિકલ્પ અવસ્થામાં રહેવું તેના કરતાં ભગવદાકારવૃત્તિવાળા થઈને ઇશ્વરના સાન્નિધ્યમાં રહેવું એ એવી વૃત્તિવાળાને વધારે આનંદકર થઈ રહે છે. આ સિદ્ધાંત પરત્વે ગ્રંથકારે પૂર્વપક્ષી પાસે શંકા ઉઠાવડાવી છે કે,–ભક્તિને સાધન તરીકે કબૂલ કરી શકાય, પરંતુ તેને પરમ પુરૂષાર્થ–ફળ પુરૂષાર્થ એટલે કે ફલિત થયલા પુરૂષાર્થ–તરીકે તો ગણી શકાય નહિ જ. આવી શંકાને ઉપસ્થિત કરીને ગ્રંથકારે '**સાધનભક્તિ**' અને '**ફળભક્તિ**'ના ભેદોનાં લક્ષણ બાંધી આપ્યાં છે, અને એ લક્ષણો નિશ્ચિત કરવામાં તેમણે શ્રી ભાગવતમાંથી કેટલાંક પ્રમાણો પણ આપ્યાં છે. શંકા કરનાર, આ પ્રસંગે, ગીતામાંથી '**भक्त्यामामभिजानाति**' એ વચન પકડીને, ભક્તિને સાધન સ્વરૂપ ગણાવવાનો પ્રયત્ન કરે છે; પરંતુ '**ब्रह्मभूतप्रसन्नात्मा न शोचति न कांक्षति । समः सर्वेषु भूतेषु मद्भक्ति लभते पराम् ॥**' એવું જે ગીતાવચન છે તે તેવા શંકાકારની નજર બહાર રહી જાય છે. આ શ્લોકમાં ભગવાને, પરાભક્તિના સાધનરૂપે જે લક્ષણો બતાવેલાં છે તે બધાં જ્ઞાનનાં જ લક્ષણો છે. અમારૂં તો માનવું છે કે, જ્યાં કોઇ નામનિર્દેશ ન થઇ શકે તેવી અવસ્થા જ્યાં સુધી ન થાય ત્યાં સુધી ભક્તિ અને જ્ઞાન એ ઉભય એક બીજાને સાધનભૂત થવાનાં ને થાય છે પણ ખરાં; અને તેથી કરીને '**ज्ञानादेवतुकैवल्यम्**' એવો જે વેદાન્તનો સિદ્ધાંત છે તેને કોઇ પણ પ્રકારે બાધ પણ નથી આવતો.

અહીં કદાપિ એવી શંકા ઉદ્ભવે કે, જો કૈવલ્યની પ્રાપ્તિ જ્ઞાનથી જ થાય એવું સ્વીકારાતું હોય, તો પછી '**મોક્ષ**' તો કૈવલ્યને જ કહેલ હોઇને ભક્તિથી મોક્ષપ્રાપ્તિ ન થઇ શકે? વળી બીજી શંકા એવી પણ થાય કે, 'ભક્તિની પ્રાપ્તિ અનેક સુકૃત્યના

ફળરૂપ છે, તેમજ બ્રહ્મજ્ઞાનાર્થે જિજ્ઞાસા પણ અનેક સુકૃત્યના ફળરૂપ છે, અને તેથી સાધન–ઐક્યથી ફળ–ઐક્ય થવાનું, અને એમ થતાં જ્ઞાન કે ભક્તિમાં નામમાત્ર ભેદ રહેવાનો. પરિણામમાં જ્ઞાનની જે ચતુર્લક્ષણ મીમાંસા કરી છે તેજ ભક્તિમાં પણ લાગુ પડશે, અને તેથી ગ્રંથારંભ જ નિરર્થક છે.'

કૈવલ્ય અવસ્થા સિવાય બીજી કોઇ અવસ્થાનું વર્ણન મોક્ષાવસ્થારૂપે શાસ્ત્રમાં શું નથી કર્યું?–એ પ્રશ્નનો ઉત્તર પહેલો આપવો પડશે. ખુદ **બ્રહ્મસૂત્રમાં** જ '**સાયુજ્ય**'નો ઉલ્લેખ છે, અને દરેક આચાર્યે ચતુર્વિધ (સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય) મુક્તિમાં તેને ઉત્તમ પણ ગણેલ છે. વળી સાધન–ઐકયથી ફળ–ઐક્યની વ્યાપ્તિ પણ ઠીક નથી. ફ્લાસક્તિથી કરેલ કર્મ સ્વર્ગપ્રાપ્તિ કરાવે છે, ને ફ્લાસક્તિરહિતનું કર્માનુષ્ઠાન ચિત્તશુદ્ધિદ્વારા બ્રહ્મજિજ્ઞાસા ઉત્પન્ન કરે છે એ પ્રત્યક્ષ છે. રસોઇનું ઉદાહરણ લઇને આપણે જોશું તો જણાશે કે, રસોઇનાં સાધન એક સરખાં હોય તો તેથી કરીને એક સરખી ચીજો બની શકતી નથી; પરંતુ જો સામગ્રી એક સરખી હોય તો એક સરખા પ્રકારની રસોઇ બની શકે છે. વળી ચતુર્લક્ષણ મીમાંસામાં પણ જે ભેદ રહેલો છે તે, વિચારવાથી જણાઇ આવ્યા વિના પણ નહિ રહે.

ગ્રંથકારે ચતુર્લક્ષણ મીમાંસા કરી છે તે વિચારવા જેવી છે, અને એમાં સાધનચતુષ્ટયસંપન્ન પરમહંસ પરિવ્રાજકનો બ્રહ્મવિદ્યા પરત્વે જે અધિકાર બતાવેલ છે તે પણ ખાસ વિચારણીય છે. બાહ્ય દષ્ટિથી કદાચ આ ઉક્તિ ઠીક નહિ જણાય; તથાપિ નિષ્પક્ષપાતભાવે વિચાર કરવાથી અનુભવાત્મક ખરી બ્રહ્મવિદ્યા તો તેવા જ પ્રાપ્ત કરી શકે છે. એટલું પણ યાદ રાખવાનું કે અહીં '**અધિકાર**' મુખ્યતઃ આંતરિક છે, બહારનો નહિ; અને વધારે વજન તો '**સાધનચતુષ્ટયસંપન્ન**' ઉપર જ મુકવાનું છે; સાધનહીન અનધિકારી જનો પુસ્તકદ્વારા વેદાન્તનો ઘણો અભ્યાસ કરે છે છતાં તેને અનુભવમાં

ઉતારી શકાતું નથી, એવું પણ આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. વેદાન્તના પરિચયથી મનુષ્ય ઘણીવાર વીતરાગ બને છે, અને તેથી ઘણીવાર એ પ્રકારના જ્ઞાન ઉપર અણુઘટતા આક્ષેપો મુકાતા પણ આપણે દેખીએ છીએ. કેટલાકનું કહેવું એમ થાય છે કે, વેદાન્તજ્ઞાનના પરિણામમાં ઉલ્લાસ માત્રનો ધ્વંસ થાય છે અને તેને ઠેકાણે નિર્વેદની ઉત્પત્તિ થઈ આવે છે. ખરી વાત એ છે કે, વેદાન્તજ્ઞાન આપણા યથાર્થ ઐશ્વર્યને જાગૃત કરનાર, આપણને પ્રોત્સાહન આપનાર અને આપણામાં કર્તવ્યબુદ્ધિનો વધારો કરનારૂં છે. વળી, 'અધિકાર'નો જે નિર્દેશ કરવામાં આવેલ છે તે કાંઇ, રાગદ્વેષથી બીજાંને બાતલ કરવાના હેતુથી કરવામાં નથી આવ્યો; પરંતુ બ્રહ્મવિદ્યાનું રહસ્ય સમજવા માટે જેટલી યોગ્યતા જોઇએ તે યોગ્યતાનું સૂચન કરવા અર્થે જ તેનો પ્રયોગ થયલો છે. બારાક્ષરીનું જ્ઞાન જે કોઇએ મેળવ્યું હોય તેને આપણે પહેલી કે બહુ તો બીજી ચોપડી વાંચવાને અર્થે કદાચ યોગ્ય ગણી શકીએ; પરંતુ તેને મોટા મોટા ગ્રંથો વાંચી શકવા માટે જેટલી યોગ્યતા જોઈએ તેટલી યોગ્યતા ધરાવનાર તો ન જ ગણીએ. જ્ઞાનવૃદ્ધિ હમેશાં ક્રમે ક્રમે જ થાય છે. એક ઠેકડે કદિ પણ ઝાડની ટોચ ઉપર ચઢી બેસાતું નથી. અર્થાત્ બુદ્ધિવિકાસ જેટલા પ્રમાણમાં થયો હોય છે તેટલા જ પ્રમાણમાં જ્ઞાનગ્રહણ પણ થઇ શકે છે: '**दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः**, (સૂક્ષ્મદર્શીઓ પોતાની સૂક્ષ્મ બુદ્ધિથી જાણી શકે છે)–**કઠ ઉપ૦ અ૦ ૧, વલ્લી ૩ મંત્ર ૧૨**–તથા '**धातुप्रसादान्महिमानमात्मनः** (ધાતુપ્રસાદ વડે આત્માના મહિમાને જાણી શકે છે)–**કઠ ઉપ૦ અ૦ ૧ વલ્લી ૨**–: એ બે શ્રુતિવાક્યોના વિવરણ રૂપે જ અધિકારીના સાધનસંપન્નપણા પરત્વે વિચાર કરવામાં આવેલ છે, એ પણ આપણે વિચાર કરશું તો સહજ સમજાઈ આવશે.

ભક્તિની ચતુર્લક્ષણ મીમાંસામાં બ્રહ્મવિદ્યાથી ભક્તિના ભેદની વાત સાંભળીને એવી શંકા ઉઠાવવામાં આવી છે કે:—બ્રહ્મવિદ્યાથી

ભક્તિનો ભેદ થવાથી ભક્તિથી પ્રાપ્ત થતાં સુખ, સ્વર્ગાદિસુખની પેઠે સાતિશય થશે અને તેથી નિરતિશય પુરૂષાર્થની પ્રાપ્તિ શું નહિ થઇ આવે ? સિદ્ધાન્ત, આ પ્રશ્નનો જવાબ આપે છે કેઃ ના, એમ નહિ થાય; કારણકે સ્વર્ગાદિ સુખ, દેશકાળ તથા અમુક શરીર આદિથી પરિચ્છિન્ન છે, ને ભક્તિનું સુખ તો સર્વ દેશ, સર્વ કાળ તથા સર્વ શરીરમાં ભોગવી શકાય તેમ છે; અને આ વાત ભક્તજનોના દૃષ્ટાન્તથી સ્પષ્ટ છે. ગમે તેવી શરીરની અવસ્થામાં પણ ભક્તિનો આનંદ, સાચી ફળભૂત ભક્તિને પ્રાપ્ત થયલા ભક્તજનો પ્રાપ્ત કરી શકે છે; જ્ઞાનીની પેઠે એ ભક્તજનોને સમદૃષ્ટિ હોય છે તેમજ અન્ય પદાર્થમાં મિથ્યાદૃષ્ટિ પણ હોય છે, અને તેથી તે બાબતથી તેઓ નિઃસંગ રહી શકીને જ્ઞાનીની માફક પ્રારબ્ધભોગાનુસાર સુખદુઃખાદિના ભોગને જો કે આધીન થયેલા દેખાય છે, તથાપિ તેમની અન્તર્વૃત્તિ ફળભૂત ભક્તિરસથી ભગવદાકાર બની ગયલી હોય છે એટલે તેમને તેમના પોતાના મનથી સુખદુઃખનો કશો હિસાબ પણ રહેતો હોતો નથી. ભાગવતમાં તેવા ભકતો સંબંધમાં શ્રી શંકરનું વચન પણ છે કેઃ—
'**नारायणपरा सर्वे न कुतश्चनबिभ्यति। स्वर्गापवर्गनरकेषु अपि तुल्यार्थदर्शिनः॥** (નારાયણપરાયણ વ્યક્તિઓ કોઇથી ડરતી નથી; સ્વર્ગ, મોક્ષ તથા નરક એ બધાં તેમને મન સરખી દૃષ્ટિનાંજ અર્થાત્ મિથ્યા જ છે.)" "એવા રે અમો એવા રે એવા, તમે કહો છો વળી તેવારે" વગેરે વચનો **નરસિંહ મહેતાએ** કાઢેલાં તે તમે વિચારશો તો ભક્તિનું યથાર્થ પાન કરનારૂં ચિત્ત કેટલું અભય પ્રાપ્ત કરી શકે છે, અને "સુખ દુઃખ મનમાં ન આણીએ ઘટ સાથે રે ઘડીઆં" ઇત્યાદિ વચનો કેટલા શ્રદ્ધાબળથી ગાઈ શકે છે તે તમારા સમજવામાં આવી શકશે. આમ જ્યારે ભક્તિનું સુખ સ્વર્ગાદિના જેવું સાતિશય નથી પણ નિરતિશય છે, તો પછી લૌકિક (નવ પ્રકારના) રસ કરતાં ભક્તિરસનો આનંદ કાંઈ અનેરો હોય તો તેમાં નવાઇ નહિ, અને તે "કૈમુતિક ન્યાય" વડે સિદ્ધ જ છે. ભક્તરાજ **નરસિંહ** મહેતાએ પણ યથાર્થ ભાખ્યું છે કેઃ—

× × × ×

"દષ્ટે ન આવે નિગમ જગાવે, વાણિ રહિત વિચારો રે;"
"સત્ય અનંત જ જેહને કહીએ તે નવધાથી ન્યારો રે."
"નવધામાં તો નહીં નરવેડો, દશધામાં દેખાશે રે;"
"અચવો રસ છે એહની પાસે, તે પ્રેમીજનને પાશે રે."

× × × ×

આગળ ભક્તિસુખની આકાંક્ષાવાળા પરત્વે વૈરાગ્યના અભાવની શંકા કરેલી છે; પરંતુ તેવી શંકાનો પરિહાર **ભાગવત**ના આ પ્રસિદ્ધ શ્લોકથી થઇ શકે તેમ છેઃ–"**आत्मारामाश्च मुनयो निर्ग्रन्थाप्युरुक्रमे। कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थम्भूतगुणो हरिः॥** (આત્મામાં આનંદ માનનારા મુનિઓ કે જેમનું અજ્ઞાન દૂર થયલું હોય છે તેઓ પણ પરમાત્માની નિષ્કામ ભક્તિ કરે છે એવો આવા ગુણોવાળો હરિ છે)" **નરસિંહમહેતા**માં ભક્તિ અને જ્ઞાનવૈરાગ્યનું જે અદ્દભુત સંમિશ્રણ થયલું દેખાય છે તે આ વાતનું એક સુંદર ઉદાહરણ છે. **શ્રી શુકદેવજી** જેવા જ્ઞાનીમાં ભક્તિનું અસ્તિત્વ છે છતાં ભક્તિ અને વૈરાગ્ય એક સાથે ન સંભવે એવી કલ્પના કરવી તે એક બુદ્ધિદોષ જ ગણાશે. વળી શ્રીમદ્દભાગવતમાહાત્મ્યમાં જ્ઞાન તથા વૈરાગ્યને ભક્તિના પુત્રો રૂપે વર્ણવેલ છે એટલું તો નહિ, પરંતુ જ્ઞાનવૈરાગ્યની શિથિલ અવસ્થામાં ભક્તિ–આનંદનો ભંગ પણ બતાવવામાં આવેલ છે. આમ હોઇને આપણે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય એ ત્રણેનો એકબીજા સાથે કેટલો સંબંધ છે, તે સહજ સમજી શકીએ તેમ છીએ, તેમ એ ત્રણેના સહકાર સિવાય યથાર્થ આનંદનો અનુભવ કરી શકાય પણ નહિ, એ વાત પણ આપણા સમજવામાં આવી પણ શકશે.

આ પ્રમાણે મૂળ ગ્રંથકારે પોતે ગ્રંથના પ્રથમ શ્લોકની ટીકા પૂર્ણ કરેલી છે. બીજા શ્લોકમાં સંસારના રોગથી પીડા પામેલાને માટે ભક્તિરસાયનની ઉપકારકતા અને આવશ્યકતા કેટલી બધી છે તે તેમણે

બતાવેલું છે, અને પછી ત્રીજા શ્લોકમાં તેમણે '**ભક્તિ**' ની વ્યાખ્યા કરી બતાવેલી છે. રસાયન–ઔષધાદિ–નો આશ્રય કર્યા વિના જેમ સ્થૂળ શરીરના રોગોનો નાશ નથી થતો તેમ ચિત્તના જે રોગો છે તેમનો નાશ કરવાને અર્થે ભક્તિ રૂપી રસાયનનો ઉપયોગ કરવો એ જરૂરનું છે જ; અને તેટલા માટેજ ગ્રંથકારે "**तस्मात् केनाप्युपायेन मनः कृष्णे निवेशयत्**" એવું શ્રી ભાગવતનું વચન ટાંકી બતાવેલું છે, અને **મહેતા નરસિંહે** પણ "કૃષ્ણકીર્તન વિના, નર સદા સૂતકી, વિમળ કીધે વપુ શુદ્ધ ન થાયે:" એમ ગાઇ બતાવેલું છે. અગ્નિનો ગુણ જેમ શીતતાનું નિવારણ કરવાનો હોઈ સ્વ–સ્વરૂપ બતાવવાનો જ હોય છે, તેવી જ રીતે ભગવાનનો ગુણ પણ પાપ નાશ કરવાનો તથા સ્વ–સ્વરૂપ બતાવવાનો જ હોય છે, અને તેથી કરીને "**वैषम्यनैघृण्य**"નો દોષ ઇશ્વરને લાગુ પાડી શકાતો નથી. અગ્નિની નિંદા કરનાર કે સ્તુતિ કરનાર ગમે તો તેની સેવા ન કરે કે કરે: પણ અગ્નિ પોતાના ગુણ પ્રમાણે તેવી ઉભય કોટિના મનુષ્યોને એક સરખી રીતે ઉપકારક તો થવાનો જ. તે જ રીતે ઇશ્વરનું ઇશ્વરત્વ પણ પોતાનું કાર્ય કરશે જ.

વળી, જ્ઞાન પરત્વે જેમ અખંડાકાર વૃત્તિની જરૂર રહે છે તેમ ભક્તિ પરત્વે પણ મનોવૃત્તિને અવિચ્છિન્ન ઇશ્વરાકાર કરવાની આવશ્યકતા રહેલી છે; અને આ પ્રમાણેની જે ભક્તિ તે જ નિર્ગુણ ભક્તિની સંજ્ઞાને પામે છે. આ પ્રમાણે નિર્ગુણભક્તિનું સ્વરૂપ મૂળ ગ્રંથકારે બતાવેલું છે, અને પછી ચિત્તદ્રવ્યને લાખની સાથે સરખાવીને, ભક્તિ પરત્વે ચિત્તની દ્રવીભૂત અવસ્થાની આવશ્યકતા કેટલી છે તેનું નિદર્શન પણ કરેલું છે. દ્રવીભૂત થયલા ચિત્તમાં ભગવદ્ભક્તિની વાસના દૃઢ થવાથી ચિત્ત ભગવદાકાર થાય છે એમ નિર્દેશ કર્યા પછી ગ્રંથકારે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ–એમ ત્રણ પ્રકારના ભક્તોનાં લક્ષણો બતાવેલાં છે તે ખાસ કરીને વિચારવા પાત્ર છે. પ્રત્યેક પદાર્થમાં અને પોતાના આત્મામાં ઇશ્વરને–પરમાત્માને–જોવો તે ઉત્તમ ભક્તનું લક્ષણ છે; ઇશ્વર ઉપર પ્રેમ, ભક્તજનોની સાથે મિત્રતા,

વિષયી તરફ કૃપા અથવા પ્રાકૃત-કનિષ્ઠ કોટિના-ભક્તો તરફ અનુકંપા, તેમજ ઇશ્વરનો તથા ભક્તજનોનો દ્વેષ કરનારની ઉપેક્ષા-એ બધાં મધ્યમભક્તનાં લક્ષણો છે; અને જે કોઇ પોતે જેની ઉપાસના-પૂજા-ભક્તિ કરતો હોય તેમાં જ ઇશ્વરનું અસ્તિત્વ દેખે અને બીજા દેવાદિમાં ઇશ્વરભાવ દેખે નહિ તેમ જ અન્ય ભક્તજનો તરફ મિત્ર-ભાવ રાખે નહિ તે પ્રાકૃત કે 'કનિષ્ઠ' ભક્ત ગણાય છે. અહીં પ્રસંગ વશાત્ વિચારી લેવા જેવું જે છે તે એ કે પ્રત્યેક માણસ પોતાના ઇષ્ટ માટે આગ્રહ રાખે અગર તો તેવા તે પોતાના ઇષ્ટને સર્વોત્તમ ગણે ત્યાં સુધી તેવા માણસને તેમ કરવા માટે આપણે નિંદી શકીએ નહિ; પરંતુ એવો માણસ પોતાના આગ્રહને વશ બની અંધબુદ્ધિ બની જાય અને બીજાઓના ઇષ્ટને કે આદર્શોને નીચા ગણવાને મંડી પડે કે તેમની આડે આવવાના પ્રયત્નો કરવા લાગે ત્યારે તેની તેવી મનોવૃત્તિ કે પ્રવૃત્તિને નીચ કોટિની ગણી તેનો નિરોધ કરવાની આવશ્યકતા પણ ઉભી થાય છે. આપણા આર્યજીવનમાં ધર્મસંસ્થાને નામે જે સાંપ્રદાયિક વાડાઓ બંધાવા પામ્યા છે તે, એક રીતે કહીએ તો, ઉત્ક્રાંતિવાદની દૃષ્ટિએ સ્વાભાવિક અને સ્વતઃસિદ્ધ જ છે. પરંતુ એ વાડાઓમાં સ્થિતિસ્થાપકતાનો જે ગુણ રહેવો જોઇએ એ ગુણ જ્યારે તેમના વિષે દેખાતો નથી અગર દેખાય નહિ, ત્યારે તેવા વાડાઓની અનુપકારતાનું આપણને ભાન થયા વિના રહેતું પણ નથી. કોઇપણ જનસમાજની તમામ વ્યક્તિઓ કદિપણ, એકસરખા બુદ્ધિવિકાસ તથા વિવેકોદ્દગમને પામેલી હોતી જ નથી, અને તેથી કરીને જનસમાજ માત્ર ઉંચીનીચી અને તેનાથી પણ ઉંચીનીચી કોટિના ભેદવાળા વર્ગોમાં વહેંચાઇ પણ રહે છે. આ પ્રમાણે પડેલા ભેદોવાળા સમાજને કોઇને કોઈ પ્રકારના 'ધર્મ'ની જરૂર છે જ, અને તેથી 'અધિકાર' અને 'આશ્રમ'ની સંસ્થાઓ હયાતીમાં આવ્યાઇ, ભેદાત્મક ધર્મવ્યવસ્થાને જન્મ આપવામાં આવેલો છે, અને, તેના પરિણામમાં સંપ્રદાયોની ઉત્પત્તિ થઇ આવેલી છે એમ આપણે

સામાન્ય રીતે સમજી શકીએ છીએ. એ સંપ્રદાયો જળાશયો છે એટલે જેને જેટલી તૃષા–જ્ઞાનપિપાસા–હોય તેને તે જલાશયોમાંથી તેટલું પાણી પી લેવાની છૂટ છે, અને છૂટ હોવી પણ જોઇએ, એવી છૂટ ન મૂકાય તો તૃષા તૃપ્ત ન થાય, અને મનુષ્યની ઉત્ક્રાંતિ થવાની ક્રિયા અટકી પણ પડે. અર્થાત્ સંપ્રદાય માત્ર સાધન છે, એટલે એક સાધનનો પૂરેપૂરો ઉપયોગ થઇ રહે એટલે બીજાં સાધનોનો ઉપયોગ ન જ કરવા દેવો એ એક પ્રકારનો પ્રતિબંધ એકંદર હાનિકારક ગણાય. આપણા દેશમાં હાલ સાંપ્રદાયિક આગ્રહ એટલો તો પ્રબળ અને નિશ્ચેષ્ટ બની ગયો છે કે, તેના પરિણામમાં આપણે પ્રભુની સર્વ વ્યાપકતાની આડે પડદા નાંખી રહ્યા હોઇએ એવો દેખાવ થઈ રહેલો છે, અને તેનું ફળ એ આવ્યું છે કે, આપણા હિંદુ લોકના વિશિષ્ટ ગણાતાં જે લક્ષણો, તેમની પણ ઘણે ભાગે ક્ષતિ થઈ જવા પામી છે. અસ્તુ.

આમ ભક્ત માત્રના ત્રણ મુખ્ય ભાગ પાડયા પછી, ગ્રંથકારે એ દરેક ભાગના પેટા ભાગોનું સૂચન પણ કરેલું છે. ઉત્તમ ભક્તના પણ તેણે ત્રણ વિભાગો બતાવેલા છેઃ–(૧) ઉત્તમોત્તમ, (૨) ઉત્તમ મધ્યમ, અને (૩) ઉત્તમ કનિષ્ઠ. કોઇ માણસ ઉત્તમ ભક્ત હોય પરંતુ તે જો તત્ત્વજ્ઞાનવાળો પણ હોય તો તે ઉત્તમોત્તમ ભક્ત ગણાય. આપણા ભક્ત શિરોમણિ **નરસિંહ મહેતાએ** ભક્તિમાર્ગનું ગ્રહણ કર્યા પછી, ધીમે ધીમે "વેદવેદાન્ત, ઉપનિષદો, ખટ મળી, જે મથીને રસ પ્રગટ કીધો" છે–અર્થાત્ તત્ત્વ દર્શન કરીને ગાઇ બતાવેલું છે તે એવું છે કે, તે ઉપરથી આપણે એ ભક્તરાજને ઉત્તમોત્તમ કોટિના ભક્ત ગણી શકીએ તેમ છીએ જ. મૂળ ગ્રંથકારે એ જ રીતે મધ્યમ અને કનિષ્ઠ પ્રકારના ભક્તોના પણ પેટા ભાગો બતાવેલા છે. શરીર-શરીરીની ભાવનાવાળાને–અર્થાત્ જગત્ એ ઇશ્વરનું શરીર છે ને તેમાં વ્યાપી રહેલ ઇશ્વર 'શરીરી' છે એવી ભાવનાવાળાને–તેણે 'ઉત્તમ પ્રાકૃત ભક્ત' રૂપે વર્ણવેલો છે. જગતને સ્વપ્નવત્ મિથ્યા

સમજનાર અને ઇશ્વર-બ્રહ્મ-ને ભ્રાન્તિના અધિષ્ઠાન રૂપ પણ સચ્ચિદાનંદ રૂપ સત્ય સમજનારને તેમણે 'ઉત્તમમધ્યમ' ભક્ત તરીકે બતાવેલ છે; અને જે ભક્ત જગતને સત્ય કે મિથ્યાઃ એ બેમાંથી કોઇ પણ રીતે જોતો નથી અને કેવળ ભગવદાકાર બનીને અદ્વૈતભાવને પામી રહે છે તેને તેમણે '**ઉત્તમોત્તમ**'ની સંજ્ઞા આપેલી છે. બ્રહ્મવિદ્યા-જ્ઞાનપ્રધાનમાર્ગ-માં ઉત્તમોત્તમ જ્ઞાની તો નિર્ગુણમાં અદ્વૈતભાવનો અનુભવ કરી રહેલો હોય છે; ત્યારે એથી ભિન્ન રીતે ભક્તિપ્રધાનમાર્ગ ઉપર વિચરનારો ઉત્તમોત્તમ ભક્ત સગુણમાં અદ્વૈત ભાવને અનુભવનારો હોય છે. આ ભેદ ક્ષુલ્લક છે, તથાપિ તેનું મહત્ત્વ ઓછું આંકવાનું નથી. સાધન તથા અભ્યાસનો જેમ જેમ પરિપાક થતો જાય છે તેમ તેમ ઉત્તરોત્તર ઉત્તમ ભૂમિકાનો લાભ મળતો જાય છે; અને તેટલા માટે અમો અમારા પાઠકગણને વધારે શબ્દજાળમાં ન લપેટતાં સ્વાનુભવથી અમારા આ કથનનું સત્ય સમજી લેવાનો ઉપદેશ કરીયે પણ છીએ.

આટલું વિવેચન કર્યા પછી, સાંસારિક વિષયમાં ચિત્ત પ્રેમથી ઓગળી તદાકાર થાય છે ત્યાં જો કે ખરૂં જોતાં પ્રેમનું સ્થાન આત્મા જ છે છતાં પરમાનન્દ નથી થતો ને પરમાત્મા ઉપરના પ્રેમમાં પરમાનન્દની પ્રાપ્તિ થાય છે તેના કારણોનું સ્પષ્ટીકરણ ગ્રંથકારે કરેલું છે. "**आत्मने कामाय सर्वं प्रियं भवति।**" એ ન્યાયે પોતાના આત્માની ખાતર જ બધું પ્રિય લાગે છે, અથવા સર્વમાં જે આત્મતત્ત્વ છે તેને લીધે જ કાન્તાદિ વિષયમાં પ્રેમ થાય છે, છતાં પ્રેમ કરનારના દૃષ્ટિબિંદુ ઉપર જ આનન્દના અનુભવનો આધાર રહે છે. અનિત્ય પદાર્થમાં પ્રેમ હોય ત્યાં નિત્ય આનંદની પ્રાપ્તિ ન થાય એ સ્પષ્ટ જ છે. વિચારી જોશું તો જણાશે કે, કાન્તાદિ વિષયમાં પણ ખરો પ્રેમ તો આત્મા પરત્વે જ હોય છે, અથવા આત્માને લીધે જ-અર્થે જ-હોય છે; અને આત્મતત્ત્વ અલગ થયું છે એવી માન્યતા થઇ આવતાં રૂદનનો પ્રસંગ ઉપસ્થિત થઇ

આવ્યા વિના રહેતો નથી. જો કેવળ શરીર ઉપરજ પ્રેમ થતો હોય તો શબ કે જે શરીર છે તેને ઔષધાદિથી સાચવી રાખી તે ઉપર કોઈ પ્રેમ કરતું નથી એટલું તો નહિ, પરંતુ તેને બાળી કે દાટી દેવામાં જ બધા પોતાનું કર્તવ્ય સમજે છે! ખરી વાત એ છે કે, પ્રેમ હતો જ આત્માને લીધે ને આત્મા ઉપર જ, પણ તેનું સ્પષ્ટીકરણ કરીને વિચારી જોવાયું ન હતું અને આત્માના સ્વરૂપને—લક્ષણને—નહિ જાણવાથી જ રૂદનનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. અર્થાત આત્માના સ્વરૂપને જો જાણી શકાય તો પછી શોકનું કારણ નથી જ રહેતું. અનાત્મ પદાર્થ અને આત્મા વચ્ચે રહેલ ભેદના યથાર્થ જ્ઞાનને અભાવે અને તાદાત્મ્યના પરિણામે, આત્મા—બ્રહ્મ—ઈશ્વર—ઉપરનો ખરો પ્રેમ સ્પષ્ટ થઇ શકતો નથી અને તેના પરિણામમાં પરમાનન્દની પ્રાપ્તિ પણ નથી થતી. વિવેકી—જ્ઞાની—ભક્તને નિત્ય જ્ઞાન અને આનન્દ રૂપ આત્મા—બ્રહ્મ—ઈશ્વરમાં જ પ્રેમ હોય છે અને તેથી કરીને તેને નિજાનંદ—બ્રહ્માનંદ—પરમાનન્દ—ની પ્રાપ્તિ થઈ શકે છે. માયાના આવરણવાળો—માયાના આવરણવાળા આત્મા ઉપર, તાદાત્મ્ય—અધ્યાસવાળો પ્રેમ જેટલા પ્રમાણમાં હોય છે તેટલા પ્રમાણમાં પરમાનન્દની પ્રાપ્તિ ઓછી થાય છે, એ વાત પ્રસિદ્ધ જ છે. એક પદાર્થમાં સાત્વિક દૃષ્ટિ રાખનારને સુખ, રજોદૃષ્ટિ રાખનારને દુઃખ, ને તામસદૃષ્ટિ રાખનારને મોહ થાય છે, અને મનોમય સૃષ્ટિમાં જેવા ગુણથી જેવી ભાવના બંધાય છે તેવું તેનું ફળ આવે છે. આમ હોઇને સાત્વિકભાવ રાખવાની આવશ્યકતા છે, અને એ પ્રમાણે જો સાત્વિકભાવ જામે છે તો પરમાનન્દની પ્રાપ્તિ પણ થઇ આવ્યા વિના રહેતી નથી.

મૂળ ગ્રંથકાર, આ પ્રમાણે પોતાનું વિષયપટ વણવાનું ચાલુ રાખે છે; તથાપિ તેઓશ્રી વચમાં વચમાં કેટલીક અનુષંગી બાબતોનો સ્ફોટ કરવાનું ચૂકતા નથી. મન નિરવયવ, સાવયવ, વિભુ કે અણુરૂપ છે: એવા એવા પ્રશ્નો પરત્વે તેઓ તાર્કિકો સાથે તકરારમાં પણ

ઉતરી પડે છે; પરંતુ એ બધી તકરાર તો તેવા તાર્કિક ગ્રંથોનું જ્ઞાન જેમને હોય તેજ સમજી શકે, અને તેવી સમજણવાળાને જ ઉપયોગી થાય તેમ છે; એટલે એ પરત્વે આપણે અહીં વિસ્તાર કરવાની જરૂર રહેતી નથી, તથાપિ આ "**ભક્તિરસાયન**" ના મૂળલેખકકૃત "**વેદાન્તકલ્પલતા**" નામક ગ્રંથ આ બાબતમાં ઉપકારક થઈ પડશે, એટલું અમે સૂચવી દઇએ છીએ.

ઉપર કરવામાં આવેલ એકંદર વિવેચનનો સાર એટલો જ છે કે, ચિત્ત કે જે સ્વાભાવિક રીતે કઠણ છે તેને પ્રેમથી–ભક્તિથી–પીગાળવું જોઇએ; તથાપિ એટલું તો યાદ રાખવું જ કે, સાંસારિક પદાર્થો–વિષયો–પરત્વે તો તેને કઠિન જ રાખવાનું છે. આવા ઐહિક વિષયોમાં પ્રેમ કરવાથી, પ્રેમ કરી ચિત્તને પીગળાવવાથી, પીગાળીને તદાકાર–વિષયાકાર બનાવવાથી પરમાનન્દની પ્રાપ્તિ થતી નથી, અને તેટલા માટે ઇશ્વર ઉપરના પ્રેમથી–તેના ઉપરની ભક્તિથી–તેને પીગાળી ભગવદાકાર બનાવવાને સતત યત્ન કરવો એજ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે. વળી આપણે ખાસ યાદ રાખવાનું જે છે તે એ કે, આપણે ઘણા કાળથી ચિત્તને વિષયાકાર બનાવતા રહેલા હોઇએ છીએ એટલે તેનો તેવો અભ્યાસ છોડાવી, તેને શુદ્ધ અને સ્થિર કરી દઇએ તો તે સહેલાઇથી ભગવદાકાર થઇ જાય છે અને તેને તેવું કરવાને માટે વિશેષ પ્રયત્ન કરવાની જરૂર જ રહેતી નથી. ઘડામાં ભરેલા દાણા વગેરે કાઢી નાંખીને તેને જેવો ખાલી કરી દીધો કે તુર્તજ તેમાં આકાશ કે વાયુ આપોઆપ ભરાઇ જશે જ, અને એ આકાશ કે વાયુને ઘડા વિષે ભરવાને કશી પણ તકલીફ લેવી પડશે નહિ. આમ હોઇને આપણે કહી શકશું કે, ભગવદાકાર થવાને માટે વિષયનું ચિંતવન અને તેની આસક્તિ છોડી દેવાં એજ આપણું પ્રધાન કર્તવ્ય ગણાશે.

આમ વિષયવિમુખ થવાની આવશ્યકતાનું પ્રતિપાદન કર્યા પછી એના પરિણામમાં થઈ આવતા વૈરાગ્યનું વર્ણન કરવામાં લેખક

ઉતરી પડે છે, અને તેના—તે **અપર વૈરાગ્યના**—ચાર ભેદ હોવાનું સૂચવે છે. એ ચાર ભેદ પૈકીના એક ભેદને "**વશીકારસંજ્ઞા**" આપવામાં આવી છે, અને તે વૈરાગ્યના યોગની વ્યાખ્યા આપીને ગ્રંથકાર તેના દૃષ્ટાન્ત તરીકે, મુચુકુંદની મનોવૃત્તિ બતાવવા અર્થે કરાયલી તેની સ્તુતિમાંથી કેટલોક ઉતારો પણ આપે છે. આ ઉતારામાં દેખાતા, ભગવાન તરફથી અપાયલ જવાબમાંથી જે કાંઈ જાણવા જેવું મળે છે તે એ કે, ભગવાન પોતે માર્ગદર્શક થઇને ભક્તજનોને શુભ માર્ગ ઉપર લઈ જાય છે અને તેઓ તે માર્ગમાં આવતાં તમામ વિઘ્નોનો નાશ પણ કરી દે છે એટલું તો નહિ, પરંતુ એ પ્રમાણે ભગવાન પોતે શુભમાર્ગદર્શક બનીને ભક્તનાં પાપોનો નાશ કરાવી દે છે અને પછી આવશ્યક ભૂમિકા ઉપર લઇ જઇને તેને મુક્ત પણ કરી દે છે. અર્થાત્ "**नादत्तेकस्यचित्पापं नचैवसुकृतंविभु**"। એવું જે ગીતાવચન છે તેને ભગવાન પોતે સત્ય ઠરાવી આપે છે; અને વળી ઇશ્વરપ્રાપ્તિ કરવા માટે ઉત્તમ પ્રકારના બ્રાહ્મણત્વની આવશ્યક્તા છે એવો ભાવ પણ આપણે કાઢી શકીએ તેમ છીએ.

મોક્ષ પર્યન્તની ઇચ્છા છૂટી જવી, એ પરવૈરાગ્યનું લક્ષણ છે એમ બતાવીને, મૂળગ્રંથકારે, ત્યાર પછી તેવી વૃત્તિવાળા ભક્તજનોનાં વચનો પણ ઉતારી બતાવેલાં છે. આ ઉપરથી એવા ઉત્તમ પ્રકારના, ઇશ્વર ઉપરના અનન્ય પ્રેમવાળા ભક્તોની ચિત્તવૃત્તિ કેવી હોય છે તે સહજ જાણી શકાય તેમ છે. ભક્તજનોને મોક્ષની પરવા હોતી નથી એ વાત જોકે ખરી છે તથાપિ તે ઉપરથી એમ સમજવાનું નથી કે, તેમને મોક્ષ નથી મળતો. તેમને મોક્ષ તો મળી શકે છે, તથાપિ તેઓ પોતાની ઇશ્વરભક્તિના આનંદની આગળ, અદ્વૈત અવસ્થાનો અનુભવ કરાવતી કૈવલ્ય-અવસ્થાની વાતને તુચ્છ ગણી કાઢનારા હોય છે. ભક્તિમાં જે આનંદ રહેલો છે તે આનંદ તેમને અન્ય કોઇ માર્ગે મળી શકે તેમ નથી એવું તેમનું દૃઢ માનવું હોય

છે, અને તે કારણથી તેઓ મોક્ષદશાને ઇચ્છતા નથી હોતા છતાં પરમાત્મા કરૂણાળુ છે, અને તે એવા શુદ્ધ પ્રેમઘેલા ભક્તજનોને છોડતા નથી, અને તેમને પણ મોક્ષ આપી દે છે. આમ હોઇને જ્ઞાનયુક્ત ભક્તિ કરવવાળો મોક્ષની–મુક્ત થવાની–પરવા ન કરે એ વાત તો સ્વતઃ સિદ્ધજ છે. જે કોઇ જ્ઞાની હોય છે તે પોતાના આત્માને નિત્ય, શુદ્ધ, મુક્ત, અખંડ, એકરસ, સચ્ચિદાનંદ તથા બ્રહ્મની સાથેના–પોતાના ઈષ્ટના સત્ય સ્વરૂપની સાથેના–અભેદને જાણનારો હોય છે તેથી આત્મારૂપે તે પોતાને નિત્યમુક્ત માનતો હોય છેજ, અને તેથી કરીને તેને મુક્તિ પ્રાપ્ત કરવાની રહેતી નથી; તે તેને પ્રાપ્ત હોય છે જ, અને તે પોતાની જીવન્મુક્તિના અનુભવ કરતાં સંસારમાં પ્રારબ્ધવશાત્ ફરતાં ફરતાં બહિર્મુખ અવસ્થા દરમ્યાન ભગવદ્ભક્તિમાં લીન રહેવાની વાતને પોતાને માટે સર્વથા ઇષ્ટ માનતો હોય છે. આવી કોટિના જ્ઞાનીભકતો પરવૈરાગ્યવાળા ગણાય છે. '**येनत्यजतितत्त्यज**' (જેનાવડે છોડે છે તે છોડી દે), એ ન્યાયે અમુક ભૂમિકાવાળા ભકતો જ્ઞાનમાં પણ આદર કરતા નથી, અને તેવી તેમની અવસ્થા પરવૈરાગ્યની મનાય. "**नैवतस्यकृते-नार्थोनाकृतेनेहकश्चन**" એ ગીતા વાક્યમાં પરવૈરાગ્યનો જ ભાવ રહેલો છે એટલું તો નહિ, પરંતુ '**अकृत**' નો અર્થ '**મોક્ષ**' પણ કરેલો છે. પરંતુ એટલું ખાસ યાદ રાખવાનું છે કે, એવી કોટિના જ્ઞાની કે ભકતો મળવા મુશ્કેલ છે; બાકી પરવૈરાગ્યને નામે વિષયમાં રમનાર અને આસક્તિ રાખનારનો અત્યારે કાંઇ અભાવ કે તોટો નથી દેખાતો! હવે વાચકને એટલુંજ સૂચવવાનું રહે છે કે, તેણે પોતે ચારે પ્રકારના અપરંવૈરાગ્યનાં લક્ષણો પોતાની જાતે તપાસી લેવાં, અને તેમ કરીને તે પોતે કયા વૈરાગ્યની કોટિમાં છે તે બાબતનો નિર્ણય તેણે પોતે જ કરી લેવો.

આ જગ્યાએ મૂળગ્રંથકારે ઘણાં પ્રમાણો ટાંકીને, જ્ઞાન વિના પરવૈરાગ્યનો અભાવ તેમજ પરવૈરાગ્ય વિના ઉત્તમ ભગવદ્ભક્તિનો

અભાવ બતાવી આપેલો છે એટલું તો નહિ, પરંતુ જ્ઞાન તથા વૈરાગ્યની દઢતા પ્રાપ્ત કરવાની આવશ્યકતા પણ તેમણે સૂચવી દીધેલી છે. પરમાત્મા સિવાય બધું સ્વપ્નની માફક મિથ્યા–માયામય–દુઃખરૂપ–છે તે સમજી એક બ્રહ્મ કે જે આત્માથી અભિન્ન છે તેને ઓળખી લેવો ને તેજ ભાવનામાં રહેવું તે 'જ્ઞાન', અને એવા જ્ઞાનવાળા ભક્તજનોને ભગવાને પણ, ગીતામાં વર્ણવાયલા ચાર પ્રકારના ભક્તોમાં 'ઉત્તમ' ભક્તરૂપે અને પોતાના આત્મારૂપે ગણેલા છે.

અર્થાત્ અત્યાર સુધીમાં, જ્ઞાનયુક્ત ભક્તિ અને જ્ઞાનયુક્ત ભક્ત એ જ ઉત્તમ છે એવું બતાવવાનો પ્રયાસ ગ્રંથકારે કરેલો છે; પરંતુ એવી એ ઉત્તમ કોટિની ભક્તિ પ્રાપ્ત કરવાનો ઉપાય શો ? એવા પ્રકારની ભક્તિ પ્રાપ્ત કરવા માટે જ્ઞાન, વૈરાગ્ય વગેરે સાધનો આવશ્યક છે અને શુભકર્મના પરિપાકથી ભક્તિની ઉત્પત્તિ થઈ આવે છે એ જોકે સત્ય છે, તથાપિ તે બધા ઉપાયો સાધવાને માટે પણ ભૂમિકા–ભેદોની જરૂર રહે છે, અને તે ભેદો કેવા છે તે બતાવવાનો પ્રયાસ ગ્રંથકારે કરેલો પણ છે.

ભાગવતના પ્રથમ સ્કંધમાં નારદે પોતાના પૂર્વજન્મના વૃત્તાન્તમાં જે ઉપાયો નિર્દિષ્ટ કરેલા છે તે જ ઉપાયોને ગ્રંથકારે વધારે સ્પષ્ટ કરીને તેમને 'ભૂમિકાભેદ'ની સંજ્ઞા આપેલી છે; અને એ ભૂમિકાભેદ આ પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| (૧)–મહાપુરૂષોની સેવા.<br>(૨)–તેમની દયાના પાત્ર થવું<br>(૩)–તે મહાપુરૂષો જે ધર્મનું પાલન કરતા હોય તેમાં શ્રદ્ધા રાખવી.<br>(૪)–પરમાત્માના ગુણ સાંભળવા. | ભક્તિની ભૂમિકામાં આટલી તો ભક્તિના સાધનની જ ભૂમિકા છે. |

| | |
|---|---|
| (૫)–તે ગુણ સાંભળતાં પરમાત્મા ઉપર પ્રીતિ અને ગુણાનુવાદ સાંભળતાં તથા ગાતાં પ્રેમ થવો તે. | આ ભક્તિનું સ્વરૂપ છે, અને તેના પરિપાકથી આગળની ભૂમિકા ફળરૂપે ઉદ્ભવે છે. |
| (૬)–પોતાના આત્માનું જ્ઞાન થવું, અને એ આત્માથી પરમાત્માને અભિન્ન જાણવો. | આત્મજ્ઞાન. |
| (૭)–ઇષ્ટને આત્મારૂપે જાણતાં આત્મા જેવો કોઇ પદાર્થ પ્રિય નહિ હોવાથી ઇષ્ટ ઉપરના પ્રેમમાં વૃદ્ધિ થવી. | આ સાત ભૂમિકા સાધનસાધ્ય છે ને સાધનરૂપ પણ છે; અને તેના ફળરૂપે નીચે આપેલી ચાર ભૂમિકાઓ છે. |
| (૮)–ઇશ્વરનો સાક્ષાત્કાર થવો; ઇષ્ટનો આત્માથી અભેદરૂપે સાક્ષાત્કાર થવો. | ઉપરની સાત સાધનભૂમિકાના ફળરૂપે આ આઠમી ભૂમિકા છે. જ્ઞાનની સાત ભૂમિકામાંની ચોથી ભૂમિકા સાથે આની સરખામણી થઇ શકે છે. |
| (૯)–ભગવદ્ધર્મ નિષ્ઠા. સાક્ષાત્કાર થતાં સ્વાભાવિક રીતેજ તેજ અવસ્થામાં રહેવાને પ્રયત્ન અને બહિર્મુખ અવસ્થામાં તેજ પ્રભુની સેવામાં જીવનની દરેક ક્રિયા અર્પણ થવી. | |

(૧૦)–નવમી ભૂમિકા પ્રમાણે જીવન થતાં પરમાત્માની અતુલ્ય કૃપા થઇ આ-વ્યાથી તેના સહજ ઐશ્વર્યની પ્રાપ્તિ થવી. પરમાત્માના અષ્ટ પ્રકાર-ના ઐશ્વર્યને તેના સહજ ગુણ માની તે ગુણોની–ઐશ્વર્યની–પોતાને પ્રાપ્તિ થવી.

(૧૧)–અદ્વૈતના અનુભવમાં શરીર વિઘ્નરૂપ લાગતાં તેને ત્યજી દેવું; પ્રભુના વિરહની ભાવના થતાં દેહ છોડવો; તે પ્રેમની પરાકાષ્ઠાની અ-વસ્થા.

આ ત્રણ ભૂમિકા, આઠમીના પરિપાકના ફળરૂપે છે. આઠમી ભૂમિકાએ પહોંચેલાના પ્રતિબંધ-નોનો ધીમે ધીમે ક્ષય થતાં ઉત્ત-રોત્તર ભૂમિકાલાભ મળતો રહે છે. અગિયારમી ભૂમિકાને,જ્ઞાનીની સાતમી ભૂમિકા સાથે સરખાવી જોવી.

આટલું કરીને ગ્રંથકારે, પૂર્વનિર્દિષ્ટ પહેલી ભૂમિકાને આ પ્રમાણે બે વિભાગમાં વહેંચી નાંખેલી છેઃ–(૧) **ભગવદ્‌ભક્તસેવા** અને (૨) **સાક્ષાતભગવત્સેવા**. આ પૈકીની પહેલી–**ભગવદ્ ભક્ત-સેવા**–તો દરેક કાળમાં બની શકે તેવી છે; પરંતુ **ભગવત્સેવા** તો ફક્ત અવતારી પુરૂષોના સમયમાં જ થઇ શકે. તથાપિ પહેલી ભૂમિ-કાનું પાલન કરવામાં પણ ભગવદ્‌ભક્તનાં–મહાત્માનાં લક્ષણો જાણી લેવાં એ આવશ્યક છે, અને તેથી તે લક્ષણોનું વર્ણન મૂળગ્રંથકારે કરી બતાવેલ છે. ગીતામાં શ્રી ભગવાન્ કૃષ્ણચંદ્રે જ્ઞાની તથા ભક્તનાં જે લક્ષણો બતાવેલાં છે તેનું અવલોકન આપણને અહીં ઉપકારક

થઇ પડે તેમ છે. આજકાલ હિંદુસ્તાનમાં અને વિશેષતઃ આપણા ગુર્જરદેશમાં ધર્માત્માનો ઢોંગ મચાવનારાઓની સંખ્યા ઓછી નથી દેખાતી, અને લોકો તેવા ઢોંગીઓની ધૂર્તવિદ્યાની જાળમાં ફસાઇ પડતા હોય એવું પણ આપણે બહુ ભાગે દેખીએ છીએ. શ્રદ્ધાળુ લોકો હંમેશાં અનુકરણ કરનારા હોય છે, અને તેથી ઢોંગી મહાત્માઓ જો થોડાક અને છેવટ કૃત્રિમ–પણ સેવક ઉભા કરી શકે છે તો પછી બીજાઓ તેવા કૃત્રિમ સેવકોને અનુસરવા લાગે છે. આમ ધર્મને નામે સ્વાર્થસિદ્ધિ કરનારાઓની સંખ્યા વધી પડવા પામી છે તેનું વિપરીત પરિણામ આવ્યું છે કે, સમજદાર લોકોની ધર્મશ્રદ્ધા શિથિલ થઈ જવા પામી છે, અને અંધાનુકરણ કરનારા અજ્ઞાનીઓને જે પ્રકારનો ખરો ધર્મ લાભ થવો જોઇએ તે થઈ શકતો નથી. **આપણી ભારતમાતાને ખોળે ઝુલતાં શ્રદ્ધાળુ લોકબાળકોના પરિશ્રમને આધારે નિર્વાહ કરી બાવન લાખ યતિઓની સંખ્યા જો વધારે સરલચરિત બને, ઢોંગ છોડી દે, શુદ્ધાચારવાળી બને, ભોળી પ્રજાને યથાર્થ ધર્મબોધ આપતી થાય અને પોતાના ક્ષુદ્ર સ્વાર્થની ખાતર જન સમાજને અવળે માર્ગે દોરવનાર ન રહે, તો ખરેખર ' महत्सेवा ' નામની પ્રથમ ભૂમિકાના અધિકારીઓ ખરેખરી પૂજાને પામતા થાય એટલું તો નહિ પરંતુ એ પ્રકારની મહાપુરૂષોની સેવાનાં જે મીઠાં ફળનો લાભ આપણા સમસ્ત જીવનને મળી શકે તેમ છે તે અવશ્યમેવ મળી આવ્યા વિના રહે જ નહિ.** મૂળ ગ્રંથકારે ભાગવતમાંથી પ્રમાણો આપીને બતાવેલું પણ છે કે, સાધુનાં વિશિષ્ટ લક્ષણો જેનામાં હોય તેની સેવા કરવાથી જરૂર તેની કરૂણા–દયા–તેવા સેવકજન ઉપર ઉતરવાની જ, અને તેના પરિણામમાં મનુષ્યનું ધ્યેય જે પરમાત્મા સ્વરૂપ થવાનું છે અગર તો પરમાનન્દ માણવાનું છે તે પ્રાપ્ત થઇ આવ્યા વિના પણ નહિ રહે. પરંતુ અહીં એક વાત સમજવા જેવી

જે છે તે એ કે, સેવ્યની જે દયા સેવક ઉપર ઉતરે છે તે બે પ્રકારની હોય છે :—(૧) **યાચિત**, અને (૨) **અયાચિત**. સેવ્યની પાસે સેવક માગણી કરે ને તેના પરિણામમાં જે દયા સેવકને સેવ્ય તરફથી અનુભવાય તે '**યાચિત**' કોટિની દયા કહેવાય છે, પણ આ પ્રકારની દયા ઉપકારક છે છતાં ગૌણ કોટિની ગણાય. પરંતુ જ્યારે સેવક સેવ્યની સેવા—નિષ્કામવૃત્તિથી—કર્યા કરે અને કોઇ પણ પ્રકારના અનુગ્રહની આકાંક્ષા ન રાખે છતાં એ એની સેવા સેવ્યના ચિત્તક્ષેત્રની વિષે એવા ફલાગમને પામે કે તેના પરિણામમાં તે સેવ્ય પોતાના સેવકની તરફ આપોઆપ અનુગ્રહ બતાવી દે, ત્યારે તે પ્રકારની સેવા '**અયાચિત**' ગણાય છે, અને આ પ્રકારની સેવા પ્રથમ કોટિની અને વધારે ઉત્કર્ષક પણ મનાય.

'હું પણ જરૂર ઇશ્વરપ્રાપ્તિ કરીશ:' એવી શ્રદ્ધા રાખીને નિર્દિષ્ટ કરાયલા માર્ગ ઉપર વિચરતાં રહેવું, એ ત્રીજી ભૂમિકાનું લક્ષણ છે. ચોથી ભૂમિકામાં, શ્રદ્ધાનુસાર, ઇશ્વરપ્રાપ્તિને માટે ઉપાયોનું પાલન કરવાનું હોય છે. આ ઉપાયોમાં, '**ભગવદ્‌ગુણશ્રવણ**' એક મુખ્ય સાધન છે. આ પ્રકારના ભાગવતધર્માનુષ્ઠાનથી સ્વાભાવિક રીતે પરમાત્મા ઉપર પ્રેમ થવો એ પાંચમી ભૂમિકાની વિશિષ્ટતા છે, અને તે પ્રાપ્ત કરવામાં પહેલી ચાર ભૂમિકાનાં સાધનો ઉપકારક પણ છે જ એ વાત વધારે ભાર સાથે કહી બતાવવાની જરૂર જ નથી. ભગવાને શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં સ્પષ્ટ કહેલું છે કે : "**एवं सततयुक्तानांभजतांप्रीतिपूर्वकम् । ददामिबुद्धियोगं तं येनमामुपयान्ति ते ॥** (એ પ્રમાણે જેઓ હંમેશાં મને પ્રીતિપૂર્વક ભજી રહે છે તેમને હું બુદ્ધિયોગ કરી આપું છું કે જેથી કરીને તેઓ મારી પાસે આવી શકે ) ;" અને આ વચન પ્રમાણે છઠ્ઠી—આત્મજ્ઞાનની—ભૂમિકા પ્રાપ્ત થઇ શકે છે. પહેલી પાંચ ભૂમિકાઓ સુધી ભેદદષ્ટિ હોઈ શકે, પરંતુ છઠ્ઠી ભૂમિકાએ પહોંચેલી વ્યક્તિમાં, આત્મા અને પરમાત્મા—બ્રહ્મ—વચ્ચે રહેલ અભેદતાનું જ્ઞાન ઉદિત થઇ આવે

છે એટલે તે પોતાના આત્માને પોતાના ઉપાસ્યના સત્યસ્વરૂપ રૂપે ઓળખવાને સમર્થ થાય છે; અને એ પ્રમાણે એને પ્રાપ્ત થઇ આવતા અભેદજ્ઞાનાત્મક સામર્થ્યને લીધે તે છેવટની, સાતમી ભૂમિકાએ જઇ પહોંચે છે. પરંતુ આ પ્રમાણે થઇ આવતું અભેદજ્ઞાનાત્મક સામર્થ્ય એમ ને એમ પોતાની ક્રિયા કરતું નથી હોતું. ઉપાસ્ય તરફ આકર્ષણ વધતું જાય છે તેમ તેમ તે સામર્થ્ય વૃદ્ધિ પામતું જાય છે; અને તેથી આપણે એ પ્રકારના આકર્ષણને 'પ્રેમ' સંજ્ઞાથી ઓળખાવીએ છીએ. આ પ્રેમની જેટલા પ્રમાણમાં વૃદ્ધિ થતી જાય તેટલા પ્રમાણમાં અભેદતાનો અનુભવ પણ વૃદ્ધિ પામતો જાય છે.

હવે રહી સાતમી ભૂમિકા. આ ભૂમિકામાં પ્રેમની વૃદ્ધિ થતાં, '**तीव्रसंवेगानामासन्न** ( તીવ્રસંવેગવાળાને તુર્ત )' એ સૂત્ર પ્રમાણે પ્રેમ તીવ્ર અને સંવેગવાળો બને છે, અને તેના પરિણામમાં ઉપાસ્યનો સાક્ષાત્કાર થવા લાગે છે. આ પ્રમાણે જ્યારે ઉપાસ્યનો સાક્ષાત્કાર થવા લાગે છે. આ પ્રમાણે જ્યારે ઉપાસ્યનો સાક્ષાત્કાર થવા લાગે ત્યારે સમજી લેવું કે, આઠમી ભૂમિકામાં પ્રવેશ થઈ ચૂકેલો છે. આમ આઠમી ભૂમિકામાં એકવાર સાક્ષાત્કાર થઇ ગયો કે તુર્તજ આગળની ભૂમિકા ઉપર સરીજવામાં વાર લાગતી નથી; તથાપિ એટલું યાદ રાખવાનું છે કે, નદીના જળપ્રવાહને જે કોઇ દિશામાં વાળવો હોય તે પૂર્વે જો તે દિશામાં આવશ્યક ખોદાણ કે ઢાળ અગાઉથી કર્યા પછી જ જો સદરહુ જળપ્રવાહને તે દિશામાં વાળવામાં આવે છે તો તે સરલતાથી વળી શકે છે પરન્તુ બીજી દિશામાં ચાલતો પ્રવાહ બંધ કરવાને તે બાજુ બંધ બાંધવાની જરૂર છે કે જેથી પૂરો પ્રવાહ ધારેલી દિશામાં વહેવા લાગે. તેવી જ રીતે એકવાર સાક્ષાત્કાર થયા પછી જો કે તે પરત્વે આગળ વધવામાં ખાસ પ્રયાસની અપેક્ષા રહેતી નથી તોપણ, ઉપર ઉદાહરણથી બતાવવામાં આવેલ છે તે પ્રમાણે, તેમાં–પરમાનન્દમાં–લીન થઇ રહેવાને

અર્થે, પ્રાપ્ત થતાં વિઘ્નોનો નાશ કરવાની આવશ્યક્તા તો રહે છેજ. અર્થાત્, સાક્ષાત્કાર થઈ ગયા પછી, સાધનમાત્રનો ત્યાગ કરી બેસવું એ કોઈ પણ રીતે શ્રેયસ્કર નથી જ; જો સાધનમાત્રનો ત્યાગ કરી બેસીએ તો સાક્ષાત્કાર કરાવનાર આત્મસિદ્ધિનું ઝરણુ ધીમે ધીમે નિર્બળ પડીને સૂકાઇ જવા–બંધ થઇ જવા–નો વારો પણ કદાપિ આવે ! ત્યારે હમેશાં પ્રતિબંધકોનો નાશ તો થઇ જવો જોઇએ જ. પ્રતિબંધકોનો નાશ થાય એટલે નવમી, દશમી તથા અગિયારમી ભૂમિકાનો અનુક્રમે લાભ થવાનો જ. ઇશ્વરમય થઇ રહેવું અને દરેક કર્મ ઇશ્વરાર્પણબુદ્ધિથી કરવું એ સ્થિતિલક્ષણ નવમી ભૂમિકાનું છે. **આદ્ય શંકરાચાર્ય મહારાજશ્રીએ "શિવમાનસપૂજા"** નામક સ્તોત્રમાં નીચે આપેલ શ્લોકમાં કહેલ છે તે પ્રમાણે જીવન ઘટાવવું એ નવમી ભૂમિકાનું લક્ષણ છે :

आत्मा त्वं गिरिजामतिः सहचराः प्राणाः शरीरं गृहं,
पूजा ते विषयोपभोगरचना निद्रा समाधिस्थितिः ।
संचारः पदयोः तव प्रदक्षिणविधिः स्तोत्राणि सर्वागिरो,
यद्यत्कर्म करोमि तत्तदखिलं शंभो तवाराधनम् ॥

આ શ્લોકમાં '**गिरिजा**' અને '**शंभो**' એ બે શબ્દો છે તેમને બદલે જો '**कमला**' અને '**विष्णो**' એ બે શબ્દો અનુક્રમે ગોઠવી દેવામાં આવે તો, વૈષ્ણવ જન 'વિષ્ણુપરાયણ' અર્થ પણ કરી શકે તેમ છે. ભગવાન ભાષ્યકારના આ મનોહર શ્લોકમાં જે લક્ષણનું ઉત્તમ પ્રકારે વર્ણન કરવામાં આવેલ છે તે ઇશ્વરાર્પણ જીવનનું જ છે એટલું તો નહિ, પરંતુ સાધન–અવસ્થા-વાળાને માટે સાધનનું સૂચન પણ તે દ્વારા કરી આપવામાં આવેલ છે. ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની બંસી જેમ પોતા તરફથી કશું પણ ન કરતાં કેવળ ભગવાનના સૂર અનુસાર જ નાદ કરી રહે છે તેમ,

નવમી ભૂમિકાએ પહોંચેલ ભક્તજન પણ કેવળ નિમિત્ત બની રહીને–પરમાત્માની બંસીરૂપ થઇને જ–પોતાનું જીવન વ્યતીત કરતો રહે છે. અને તેનું શરીર જે કાંઇ કરી રહેલ હોય છે તે પરમાત્માની સત્તા અને કૃપાથી જ થતું રહે છે અને પોતે તો કશું પણ કરતો નથી, એવી પણ તેની દઢ ભાવના થઈ રહે છેજ. આ પ્રમાણે નવમી ભૂમિકા વિષે આરૂઢ થઈ બેસનાર જ્યારે ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર રૂપી મહાસંગીતશ્રેષ્ઠના સૂરે જ સૂર કઢાવનારો થઇ રહે છે ત્યારે એ પરમાત્મા તેની ઉપર અત્યંત કૃપા કરીને તેને પોતાનું ઐશ્વર્ય પણ અર્પે છે અને તેવા ભક્તજનને પોતાના જેવો જ આનંદાનુભવ લેવડાવવા પણ લાગે છે. અલબત્ત, આવા ભક્તજનો તેવા ઐશ્વર્યને ઇચ્છતા નથી હોતા; પરંતુ પ્રભુ તેમને પોતાથી અલગ રાખી શકતો નથી. સુદામા, નરસિંહ મહેતા વગેરે ભક્તરાજોનાં જીવનો પરત્વે આપણે જે બધી આશ્ચર્યજનક વાતો–પરચાઓ રૂપે–વાંચીએ છીએ તે બધી વાતોનો ખુલાસો આપણે, ઉપરની ચર્ચાને આધારે, હવે સરલતાથી મેળવી શકીએ ખરા. ‘ જેવી જેની ભાવના તેની તેવી સિદ્ધિ ’ એ સૂત્રમાં રહેલ રહસ્ય પણ આપણને આપણા આવા કથનને પુષ્ટિ આપે તેમ છે. માનવસૃષ્ટિના કહેવાતા વિકાસનો અર્વાચિન ઇતિહાસ, એક રીતે કહીએ તો મનુષ્યની માનસ સિદ્ધિઓના ક્રમશઃ થયલ અપકર્ષનો જ ઇતિહાસ છે એવું કહેવામાં અમે કદાચિત્ અતિશયોક્તિ નથી કરતા. આપણાં કાળજૂનાં ધર્મશાસ્ત્રો તથા પુરાણાદિમાં સ્પષ્ટ ઉલ્લેખો એવા છે કે, આદ્ય મનુષ્યસૃષ્ટિ માનસસિદ્ધિ યુક્ત હતી, અને તેથી મનુષ્યો પોતાની ઇચ્છાઓ સંકલ્પબળવડે તૃપ્ત કરી શકતાં પણ હતા. પરંતુ પાછળથી કાળાનુક્રમે એક તરફથી તેમનામાં રહેલ પાર્થિવ–ભૌતિક–જડ–પ્રાકૃતના અંશો જેમ જેમ પરિપુષ્ટ થતા ગયા તેમ તેમ તેવી એ પાર્થિવતા–ભૌતિકતા–જડતા–નાં પડ ઉપર પડ તેમના માનસ શરીરની ઉપર ચઢતાં ગયાં અને તેના પરિણામમાં તેમનું માનસઐશ્વર્ય પ્રતિદિન

ઘસાતું–ક્ષીણ પામતું–ચાલ્યું !–અને તે એટલે સુધી કે, હાલમાં આપણે સાધારણ રીતે ભૌતિક ઉત્કૃષ્ટતાને પામેલ પ્રજાઓને જ ‘**સંસ્કૃત**’ વિશેષણથી ઓળખતા થઈ ગયા છીએ, અને ‘**માનસ ઐશ્વર્ય**’ ને કેવળ એક કલ્પના–અરે, ભ્રમ–રૂપે પણ ગણુતા થઇ ગયા છીએ. આમ હોઇને ચાલતા કાળમાં, ખરેખરા માનસ ઐશ્વર્યવાળા ભક્તજનો આપણી દૃષ્ટિએ ન ચઢે એ પણ સ્વાભાવિક છે!

અર્થાત્ પૂર્વે કહેવાઈ ગયું છે તેમ ખરેખરા ભક્તને તો ઐશ્વર્યની પણ પરવા નથી હોતી, એટલે તે તો ફક્ત પોતાની વિષે ઉદિત થયલી ઇશ્વરભાવનામાં જ વધતો રહે છે, અને તેને પરિણામે તે છેક અગિયારમી ભૂમિકાએ–પ્રેમની પરાકાષ્ઠાની અવસ્થાએ–પહોંચી જાય છે. આવી જે પ્રેમની પરાકાષ્ઠાવાળી સ્થિતિ તેને યથાર્થ ‘ભક્તિ’ની સંજ્ઞા અપાય છે. એ પ્રેમાવસ્થા એવી છે કે, એ અવસ્થાનો ભંગ ખરેખરો ભક્ત એક ક્ષણ પણ સહન કરી શકતો નથી. એવો ભક્ત તો, “ભક્તિ કારણ મારો દેહ દુર્બળ થજો, દેહકારણ રખે સ્નેહ જાયે” એવું જ માનનારો હોય છે; તથાપિ એવો ઉત્તમ અધિકારી ભક્ત તો વિરલ જ હોય છે. શ્રીકૃષ્ણચંદ્ર પ્રતિ પ્રેમઘેલી બની રહેલી ગોપીઓમાં પણ ફક્ત એક જ ગોપી, આવા, આ અગિયારમી ભૂમિકા પરત્વે વર્ણવાયલા પ્રેમની અધિકારિણી અને અનુભવી બનેલી એ કોણ નથી જાણતું? જ્ઞાનીને અદ્વૈતની અપરોક્ષાનુભૂતિમાં બહિર્મુખ-વૃત્તિનો ઉદય ન જ થવા દેવો એ જ જ્ઞાનની પરાકાષ્ઠા ગણાય છે. ભક્તિની બાબતમાં પણ તેવું ને તેવું જ સમજવું. જ્ઞાન અને ભક્તિ એ બે વચ્ચે જો કાંઇ ભેદ છે તો તે એટલો જ કે, જ્યારે જ્ઞાનીનો વિષય ‘નિર્ગુણ બ્રહ્મમાં અપરોક્ષાનુભૂતિ’ છે, ત્યારે ભક્તનો વિષય સગુણ ઇષ્ટમાં ‘અભેદાનુભવ’ છે. એ ઉભયનું ધ્યેય તો એકજ છે, તથાપિ માર્ગો તેમના જુદા જુદા જેવા છે. ટુંકામાં કે, પોતાના ઇષ્ટમાં અભેદ અનુભવવો–તેની સાથે એક થઇ જવું–એ લક્ષણ એ ઉભયનું તો છે જ.

આ ' **ભક્તિરસાયન** ' ગ્રંથનું ગૌરવ હવે અમારા પાઠકો સમજી શકશે જ. તેનો આ પ્રથમ ઉલ્લાસ અમારા તરફથી લોકહિતાર્થે પ્રસિદ્ધિમાં મુકવામાં આવે છે. આ ઉલ્લાસમાં ભક્તિનું સામાન્ય નિરૂપણ કરવામાં આવેલું છે એટલું તો નહિ, પરંતુ ભક્તિની જુદી જુદી ભૂમિકાઓ તેમાં બતાવીને, જ્ઞાનવૈરાગ્ય વડે ભક્તિ સાધી શકાય છે અને ભક્તિ સધાતાં પુરૂષાર્થસિદ્ધિ પણ થઇ શકે છે એમ પણ પ્રતિપાદિત કરવામાં આવેલું છે.

હવે પછી, પરમાત્માની પ્રેરણા હશે, તો આ ગ્રંથના બાકી રહેલા બે ઉલ્લાસો ગુર્જર ગિરામાં ભાષાંતર રૂપે પ્રકટ કરવામાં આવશે. આ બન્નેનું ભાષાંતર તૈયાર છે, પણ અનુકૂળતાએ તેમને છપાવી શકાય તેમ છે. આ પૈકીના દ્વિતીય ઉલ્લાસમાં ભક્તિનું પ્રતિપાદન વિશેષ રીતે કરવામાં આવેલ છે, અને તૃતીય ઉલ્લાસમાં '**ભક્તિરસ**' પરત્વે શાસ્ત્રીય વિવેચન કરવામાં આવ્યું છે. આ છેલ્લા બે ઉલ્લાસના મૂળ શ્લોકો મળી આવેલા છે, પરંતુ તેમના ઉપર મૂળ ગ્રંથકારે લખેલી ટીકા મળી આવતી નથી એ ખરેખર શોચનીય છે. આ બન્ને ઉલ્લાસોનો વિષય સાહિત્યના ઉપાસકોને પણ ઉપકારક થાય તેવો છે, અને તેથી જે કોઇ સાહિત્યાભિજ્ઞ ન હોય તેને એ જોવાની જરૂર પણ નથી એમ કહી શકાય. છેવટમાં અમારે એટલું જ જણાવવાનું છે કે, આ ' **ભક્તિ રસાયન** ' ગ્રંથ તેમજ તેનું ભાષાંતર ગુર્જર વાઙ્મયમાં આજે પ્રથમ જ દર્શન દે છે, અને તે એક અમૂલ્ય અને ઉપકારક ગ્રન્થ હોઇ સર્વ કોઇથી અભ્યસનીય અને મનનીય પણ છે જ. આમ હોઇને આ ગ્રંથમાંની વાતોને બરાબર સમજી તેમને વર્તનમાં ઉતારવાની અમે આ પુસ્તકના પાઠકોને ખાસ ભલામણ કરીએ છીએ, અને પરમકૃપાળુ પરમેશ્વર પાસે પ્રાર્થના પણ કરીએ છીએ કે, એ અમારા દેશજનોને યથાર્થ ભક્તિનું માહાત્મ્ય સમજવાની અને તે પ્રમાણે આચરવાની સદ્બુદ્ધિ પણ તેમને આપો. અસ્તુ. તા. ૭-૧૨-૨૮

**સ્વામીશ્રી સ્વરૂપાનન્દતીર્થ શંકરાચાર્ય,**

**શારદાપીઠ. ( પ્રભાસપાટણ )**

# અભિપ્રાય.

॥ શ્રી ગણેશાય નમઃ ॥

**શ્રી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભા**

રીચીરોડ, નં. ૧૧૦, **અમદાવાદ.**

તા. ૧૪–૫–૨૯

ભગવદ્ધર્મપરાયણ શ્રીયુત મોતીલાલ રવિશંકર ઘોડા, બી. એ. એલ. એલ. બી.કૃત "**શ્રી ભક્તિ રસાયન**"ના પ્રથમ ઉલ્લાસના ભાષાન્તરની એક પ્રતિ અવલોકનાર્થે મળી છે, જે વાંચતાં આનન્દ. જણાવવાની રજા લઉં છું કે આ ગ્રન્થદ્વારા રા. મોતીલાલે મૂળ મધુસૂદન સ્વામીના સંસ્કૃત ગ્રન્થના ભાષાન્તર માટે જે પ્રયત્ન કર્યો છે તે ખરેખર પ્રશંસનીય છે.

ગુજરાતી સાહિત્યમાં વેદાન્ત અને ભક્તિવિષયક સાહિત્યના પ્રામાણિક ભાષાન્તરોની મોટી ઊણપ છે તેમાં ભક્તિવિષયક સાહિત્યના અભાવને લીધે જનસમાજમાં સુશિક્ષિત મંડળમાં પણ ભક્તિવિષય નિન્દાય છે. આ ગેરસમજ દૂર કરવામાં ઉક્ત ગ્રન્થ ઘણો જ ઉપયુક્ત નીવડશે. ભક્તિસાહિત્યનું પ્રધાન્ય વૈષ્ણવ સંપ્રદાયમાંજ છે. આ વિપુલ સંપ્રદાયની અનેક શાખાઓ કબીરવડની માફક આ દેશમાં પ્રસરેલી છે તેમાંની બે મુખ્ય વલ્લભીસંપ્રદાયની તથા કૃષ્ણચૈતન્યની છે. શ્રી વલ્લભાચાર્ય અને શ્રી કૃષ્ણચૈતન્ય એ બન્ને સમકાલીન હતા અને તે ઉભયે સ્વકાલની પરિસ્થિતિનો અભ્યાસ કરીને સમાજને અનુકૂળ ભક્તિમાર્ગનો ઉપદેશ આત્મકલ્યાણ માટે આપ્યો ત્યાર પછી આ બે સંપ્રદાયોએ તે સિદ્ધાન્તને અનેક ન્હાના મોટા

ગ્રન્થોદ્વારા સુદૃઢ બનાવ્યો. આવા અનેક ગ્રન્થોમાં "**ભક્તિરસાયન**" ગ્રન્થનું પણ અનેરૂં સ્થાન છે. એમાં ભક્તિ એટલે શું ? જ્ઞાન સાથે તેનો સમ્બન્ધ શો ? તેની ગણના રસમાં થઈ શકે કે નહિ ? તે સાધનરૂપ હશે કે ફલરૂપ ? રસાનન્દ એટલે શું ? વગેરે અનેક પ્રશ્નો શાસ્ત્રીય દૃષ્ટિએ સપ્રમાણ ચર્ચવામાં આવ્યા છે. પણ તે સંસ્કૃતમાં હોવાથી સંસ્કૃતાનભિજ્ઞ વર્ગ તેનું મર્મ સમજવાને અશક્ત હોવાથી તેના ભાષાન્તરની આવશ્યકતા છે. રા. મોતીલાલ ઘોડાએ આ ગ્રન્થનો ગુજરાતીમાં અનુવાદ કરીને ભક્તિમાર્ગની ખાસ કરીને સેવા કરી છે. આ ગ્રન્થના પ્રકાશનદ્વારા ભક્તિતત્ત્વ સમજવામાં સામાન્યશિક્ષિત વર્ગને જે અનેક ગુંચવણો પડે છે તેનો ઉકેલ પણ આપોઆપ થઇ જશે. ભાષામાં ક્વચિત્ જટિલતા પ્રવેશી છે, પણ જે ગ્રન્થમાં પારિભાષિક શબ્દોનું પ્રામાણ્ય વધારે હોય તેને સરલતર બનાવવાના લોભે તે શબ્દોમાં ફેરફાર કરતા જતાં લેખકને મૂળ ગ્રન્થના આશયનું ખૂન કરવું પડે છે તેથી મૂળ આશયને નષ્ટ-પ્રાય કરવો તેના કરતાં ભાષાની અલ્પકઠિનતાથી પણ લેખકને નભાવી લેવું પડે છે. આ ગ્રન્થમાં જો ભાષાની કઠિનતા પ્રવેશી હોય તો ઉપરનું દૃષ્ટિબિન્દુ લક્ષ્યમાં રાખવાથી વાચકને તે વિષે ફરિયાદ કરવાનું રહેશે નહિ. એકંદરે આ ભાષાન્તર સારૂં થયું છે અને તે માટે રા. મોતીલાલ ઘોડાને હું ધન્યવાદ આપું છું.

**( પ્રો૦ ) જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ**
**( એમ. એ. )**
મંત્રી, વૈષ્ણવ **મહાસભા, અમદાવાદ.**

વલસાડ, તા. ૩૦-૫-૨૯

**સ્નેહી શ્રી. મોતીલાલભાઈ,**

આપની તરફથી '**સટીક ભક્તિરસાયન**'ના ભાષાન્તરની પ્રત મળી હતી. તે હું જોઈ ગયો છું.

આપે ગુજરાતની ભક્તિપરાયણ જનતાને, આ ઉત્તમ ગ્રન્થનું ભાષાન્તર કરી પ્રસિદ્ધ કરીને આભારી કરી છે. ભાષાન્તરમાં અક્ષરાર્થને બહુ ન વળગી રહેતાં ભાવાર્થને પ્રાધાન્ય આપ્યું છે તે યોગ્ય કીધું છે. આપે ભાષા પણ વિષયને ઉચિત વાપરી છે તેથી જે જે સ્ત્રી પુરૂષો એ વિષયમાં રસ લેતાં હશે તેને કર્તાનો આશય ઝટ સમજાઇ જશે અને તેમના મનમાંથી ભક્તિમાર્ગને વિષેના જે ખોટા ખ્યાલ ઘર કરી બેઠા હશે તે દૂર થઇ જશે એમ હું માનું છું.

લી. સ્નેહાભિલાષી

**પ્રહલાદ ચન્દ્રશેખર દીવાનજી**

( એમ. એ. એલ. એલ. એમ.

સબ જજ, **વલસાડ.** )



# શુદ્ધિપત્ર

| અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| ष्ठिन्नाम् | न्निष्ठाम् | १ | १३ |
| અત્યગ્નિષ્ટોગ | અત્યગ્નિષ્ટોમ | ૩ | ૧૯ |
| तावस् | तावत् | ,, | २४ |
| भव्यात्ययया | भवात्यया | ५ | १५ |
| रसनिष्पत्ति | रसनिष्पत्तिः | ७ | ७ |
| નામનો | નામના | ૭ | ૧૫ |
| પરિચયા–કરાવવાપણું | પરિચય–કરાવવાપણું | ૧૦ | ૨૧ |
| તદવ્યાપકતા | તદ્વ્યાપકતા | ૧૦ | ૨૧ |
| વ્યુપ્તવત્તિવડે | વ્યુત્પત્તિવડે | ૧૬ | ૬ |
| ગુરૂધીનત્વને | ગુર્વધીનત્વને | ૧૭ | ૬ |
| બ–પ્રકારે–સિદ્ધ હોવાપાણું | બે–પ્રકારે–સિદ્ધહોવાપણું | ૧૭ | ૯ |
| विर्हातुमिच्छेन | विहातुमिच्छेन | २२ | १ |
| સર્વેશ્વર–વિષયક વૃત્તિ | સર્વેશ્વર–વિષયક–વૃત્તિ | ૨૫ | ૩ |
| कामक्रोम | कामक्रोध | २६ | २८ |
| द्रते | द्रुते | २७ | ४ |
| ભગવદ્દાભારતાના | ભગવદ્દાકારતાના | ૨૮ | ૨૨ |
| नित्यसुखवोध | नित्यसुखबोध | ३१ | १६ |
| वत्स्कारो | वस्त्वाकारो | ३२ | १७ |
| અધ્વયય | અધ્વય | ૩૪ | ૨૪ |
| વસ્તુનાએ | વસ્તુતાએ | ૩૫ | ૮ |
| વક્યર્થવડે | વાક્યાર્થવડે | ૩૫ | ૧૬ |
| નયી; | નથી; | ૪૧ | ૨૧ |
| वार्त्तिकारैरप्ययमर्थो | वार्त्तिककारैरप्ययमर्थो | ४९ | ११ |

| | | | |
|---|---|---|---|
| **बाह्यपिण्डिस्य** | **बाह्यपिण्डस्य** | ४७ | ७ |
| પાષણ | પાષાણ | ४९ | १६ |
| **मूदूर्ध्ना** | **मूर्ध्ना** | ६५ | १८ |
| **मयीश** | **मयीशे** | ८३ | १४ |
| **वणिक्वथः** | **वणिक्पथः** | ८६ | २५ |
| ભગવાનને | ભગવાને | ८९ | ३ |
| **शान्तमुपाकसीत.** | **शान्तमुपासीत.** | ९० | १ |
| અભંબુદ્ધિ | અલંબુદ્ધિ | १०४ | १९ |
| **प्रतिश्लोकमबद्धवत्यप्रि** | **प्रतिश्लोकमबद्धवत्यपि** | १०६ | १८ |
| સ્થૂલસૂક્ષ્મદેહષ્વયથી | સ્થલસૂક્ષ્મદેહદ્વયથી | ११७ | ४ |
| **शुद्धः** | **शुद्ध** | ११८ | ५ |

ॐ श्री.

# સટીક

# ભક્તિરસાયન

## પ્રથમ ઉલ્લાસ

### ભક્તિસામાન્યનિરૂપણ

*पदनखनिविष्टमूर्तिक एकाद×शतामिवावहन्निष्ठाम् ।
यं समुपास्ते गिरिशस्तं वन्दे नन्दमन्दिरे कञ्चित् ॥

જેના પગના નખ વિષે પોતાનું મૂર્ત સ્વરૂપ નિવિષ્ટ કરતાં (અર્થાત્ નમન કરતાં) અગિયાર સ્વરૂપને ધારણ કરતા દેખાતા શ્રી મહાદેવ, નન્દના ઘર વિષે રહેલ અનિર્વર્ણનીય સ્વરૂપ એવા

---

*ટિપ્પણ:—કલકત્તામાં છપાયલ એક ગ્રંથમાં આ શ્લોકના પૂર્વાર્ધમાં નીચે પ્રમાણે પાઠફેર છે:—

पदनखनिविष्टमूर्तिरेकादशरूपतामिवावहन्निनाम् ।

× વંદન કરતાં શ્રી મહાદેવનું પ્રતિબિંબ, શ્રીકૃષ્ણચંદ્રના પગના દશ નખમાં પડે તેથી તે દશ પ્રતિબિમ્બ સ્વરૂપ સાથે તેમનું બિમ્બસ્થાનીય મૂળ સ્વરૂપ ગણતાં અગિઆર સ્વરૂપો થાય તે અગિઆર રૂદ્ર સમજવા.

જે દેવને સમ્યક્ પ્રકારે ઉપાસે છે તે ( શ્રીકૃષ્ણભગવાન્ ) ને હું વંદન કરૂં છું.

ગ્રંથારંભ વિષે, સંભાવિત વિઘ્નોની નિવારણબુદ્ધિને લઇ, શ્રીભગવાનના અનુધ્યાનરૂપ મંગળનો અંગિકાર કરતાં, આદિમાં પ્રેક્ષાવંત ( શાસ્ત્રીય વિવેકાદિ સાધન સંપન્ન અધિકારી મનુષ્યોની પ્રવૃત્તિ-ની અંગતાયે કરી, શિષ્ટાગ્રણી ( શિષ્ટ પુરૂષો મધ્યે અગ્રણી ) ગ્રન્થકાર, વિષય, પ્રયોજન, તથા સંબંધનું ( ગ્રન્થના અનુબન્ધનું ) '**नवरसमिलितं**' ઇતિમંત્રવડે નિરૂપણ કરે છે—

**नवरसमिलितं वा केवलं वा पुमर्थ-**
**परमिह मुकुन्दे भक्तियोगं वदन्ति ।**
**निरुपमसुखसंविद्रूपमस्पृष्टदुखं-**
**तमहमखिलतुष्ट्यै शास्त्रदृष्ट्या व्यनज्मि॥१॥**

**અ૦**—આ લોક વિષે, નવરસ મિલિત વા કેવલસ્વરૂપ એવા મુકુન્દ ( શ્રીકૃષ્ણ ) ભગવાન વિષેના ભક્તિયોગને **પરમપુરૂષાર્થ** કહે છે; નિરૂપમસુખસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, તથા દુઃખવડે અસ્પૃષ્ટ એવા તે **ભક્તિયોગને,** હું અખિલતુષ્ટિ અર્થે, શાસ્ત્રદૃષ્ટિથી વ્યક્ત કરૂં છું.

વિ૦—કર્મયોગ, અષ્ટાંગયોગ, જ્ઞાનયોગ, અને ભક્તિયોગ એમ ચાર યોગો પુરૂષાર્થરૂપે પ્રસિદ્ધ છે.

योगास्त्रयो मया प्रोक्ता नृणां श्रेयोविधित्सया ।
ज्ञानं कर्म्म च भक्तिश्च नोपायोऽन्योऽस्ति कुत्र चिद् ॥

**અ૦**—મનુષ્યોને મોક્ષનાં સાધન કરી આપવા સારૂ વેદના બ્રહ્મ-કાંડ, કર્મકાંડ, અને દેવતાકાંડમાં, અનુક્રમે જ્ઞાન, નિષ્કામ કર્મ અને ભક્તિરૂપ ત્રણ ઉપાયો મેં કહેલા છે. એ ત્રણ ઉપાયો વિના બીજો સકામ કર્માદિક ઉપાય કોઇ સ્થળમાં છેજ નહી. ( શ્રી. ભા. ૧૧–૨૦–૬ )

આ રીતના ભગવદ્દ્વચનને લીધે, **અષ્ટાંગયોગ** પણ જ્ઞાનયોગનો અન્તર્ગત છે એમ સમજવું; કેમકે,

मन एकत्र संयुञ्ज्याज्जितश्वासो जितासनः ।
वैराग्याभ्यासयोगेन ध्रियमाणमतन्द्रितः ॥

**અ૦**—આસનને જીતી, શ્વાસને જીતી, આળસ મૂકી દઈ વૈરાગ્ય તથા અભ્યાસના યોગવડે મનને એકત્ર અર્થાત્ **પરમાનંદરૂપ** ભગવાનમાં સ્થિર રાખ્યા કરવું. (શ્રી. ભા. ૧૧–૯–૧૧)

ઈત્યાદિવડે તેનું (અષ્ટાંગયોગનું) પણ વિશેષ રીતે ઉત્પાદન કરેલું છે. તેમાં, (તે ચાર યોગોમાં) " ગર્ભાધાન, પુંસવન, સીમન્તોન્નયન, જાતકર્મ, નામકરણ, અન્નપ્રાશન, ચૌલ. તથા ઉપનયન, ચાર વેદવ્રતો, સ્નાન, સહધર્મચારિણી સંયોગ તથા પાંચ યજ્ઞોનું અનુષ્ઠાન, અષ્ટકા (કૃષ્ણપક્ષના ૭–૮–૯ એમ ત્રણ દિવસો) આદિ પર્વો, શ્રાદ્ધકર્મ, શ્રાવણી (બળેવ), આગ્રહાયણી (માર્ગશીર્ષ શુદ ૧૫ ના રોજ કરાતું કર્મ), ચૈત્રીકર્મ તથા આશ્વયુજી કર્મ (આશ્વિન સુદી ૧૫ ના રોજ કરાતું કર્મ), આ સાત પ્રકારની **પાકયજ્ઞસંસ્થા** (પાકયજ્ઞ કર્મો), તથા અગ્ન્યાધેય, અગ્નિહોત્ર, દર્શ (અમાસે કરાતો યજ્ઞ) તથા પૌર્ણમાસ યજ્ઞો, ચાતુર્માસ્યયજ્ઞ, (કાર્તિક, ફાગણ તથા અષાડ માસમાં કરાતા યજ્ઞો), આગ્રયણેષ્ટિ યજ્ઞ, નિરૂઢપશુબંધ, સૌત્રામણી યજ્ઞ, આ સાત **હવિર્યજ્ઞસંસ્થા** (હવિર્યજ્ઞ કર્મો), તથા અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોગ, ઉકથ્ય, ષોડશી, વાજપેય, અતિરાત્ર, અને અપ્તોર્યામ આ સાત **સોમસંસ્થા** " (સોમકર્મો), આ વગેરે શાસ્ત્રવિહિત વર્ણાશ્રમ ધર્મરૂપ **કર્મયોગ**, અંતઃકરણ શુદ્ધિના સાધનરૂપે હોવાથી અન્તઃકરણની શુદ્ધિ પ્રાપ્ત થતાં સુધી તેનું અનુષ્ઠાન કરવું યોગ્ય છે; કેમકે, શ્રી ભગવાને કહ્યું છે કેઃ—

तावत्कर्म्माणि कुर्व्वीत नो निर्विद्येत यावता ।
मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्नजायते ॥

**अ.** જ્યાંસુધી વૈરાગ્ય ઉત્પન્ન ન થાય અથવા જ્યાં સુધી મારી કથા સાંભળવા આદિમાં શ્રદ્ધા ઉત્પન્ન ન થાય ત્યાં સુધી નિત્યનૈમિત્તિક કર્મ કર્યા કરવાં. ( શ્રી. ભા. ૧૧–૨૦–૯ )

વળી, **निर्विण्णचित्तं ब्राह्मणं ब्रह्मिष्ठं गुरुमुपासीत** અર્થઃ– 'વૈરાગ્યસંપન્ન બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણગુરૂનું ઉપાસન કરવું' એમ શ્રુતિમાં કહ્યું છે તેથી પણ અતઃકરણની શુદ્ધિપર્યંત **કર્મયોગનું** અનુષ્ઠાન કરવું યોગ્ય છે.

તે **કર્મયોગ,** અન્તઃકરણશુદ્ધિના સાધનરૂપે છે એમ, '**धर्मेण पापमपनुदति तस्माद्धर्मं परमं वदन्ति** અર્થઃ–ધર્મવડે પાપનું અપનુદન ( હાંકી કાઢવું તે ) થાય છે તેથી ધર્મને પરમરૂપ કહે છે,' **येन केन यज्ञेनापि वा दर्विहोमेनानुपहतमना एव भवति** અર્થઃ–જે કોઇ યજ્ઞકર્મવડે વા દર્વિહોમવડે, ( કામ–ક્રોધાદિવડે ) ઉપહત ન થાય તેવા મનવાળો અવશ્ય થાય છે,' ઇત્યાદિ શ્રુતિઓ વડે સિદ્ધ છે.

વળી તેથી, જેનું ચિત્ત દ્રવીભાવને પામેલ ન હોય તેને વૈરાગ્ય પૂર્વક **તત્ત્વજ્ઞાન,** અને જેનું ચિત્ત દ્રવીભાવને પામેલ હોય તેને તો ભગવત્કથાશ્રવણાદિ વૈષ્ણવધર્મ પ્રત્યે શ્રદ્ધાપૂર્વિકા **ભક્તિ,** એમ આ ઉભય પણ અવધિરૂપે પ્રાપ્ત હોય છે; તેથી અતઃકરણશુદ્ધિવડે અષ્ટાંગયોગનું અનુષ્ઠાન કરી મનને, તૈલની ધારાની પેઠે અવિચ્છન્ન ભગવદેકાકાર–પ્રતીતિ–પરંપરાત્મક–એકકાગ્રતાને યોગ્ય સંપાદન કરવું, યોગ્ય છે કેમકે, શ્રી ભગવાને કહ્યું છેઃ—

यदाऽऽरम्भेषु निर्विण्णो विरक्तः संयतेन्द्रियः ।
अभ्यासेनात्मनो योगी धारयेदचलं मनः ॥
धार्यमाणं मनो यर्हि भ्राम्यदाश्वनवस्थितम् ।
अतन्द्रितोऽनुरोधेन मार्गेणात्मवशं नयेद् ॥

**અ૦**—જ્યારે કર્મોમાં દુઃખ દેખીને ઉદ્દ્વેગ થાય અને કર્મોના ફળોમાં સારી રીતે વૈરાગ્ય થાય, ત્યારે યોગીએ જીતેન્દ્રિય થઈને અ-વિચ્છિન્ન આત્મવિચારથી મનને અચળ રાખવું.

જ્યારે યત્નથી નિશ્ચળ રાખ્યા છતાં મન તુરત ભટકવા માંડે અને સ્થિર રહે નહિ ત્યારે સાવધાન રહીને તેની કાંઇક ઇચ્છા પરિ-પૂર્ણ કરતાં પાછું પોતાના સ્વાધીનમાં લેવું.

( શ્રી. ભા. ૧૧. ૨૦, ૧૮–૧૯ )

મનની એ રીતની એકાગ્રતા સંપાદન થતાં, **अमानित्वमदम्भित्व** અર્થઃ—અ-માનિપણું, અ-દમ્ભિપણું ' ઈત્યાદિ વાક્યથી માંડી '**एतज्ज्ञानमितिप्रोक्तः** અર્થઃ-આને જ્ઞાનયોગ કહેલો છે ' ઈત્યન્ત ગ્રન્થવડે, ( ૧૩ અ. ૭–૧૧ ) ભગવદ્દગીતોપનિષદ્ વિષે ઉપદેશેલ **જ્ઞાન-યોગ** પ્રતિષ્ઠિત થાય છે; તે **જ્ઞાનયોગ** દેહેન્દ્રિયાદિ વિષે અનાસક્તિ-વાળો હોય છે: કેમકે, શ્રી ભગવાને કહ્યું છે કેઃ—

साङ्ख्येन सर्व्वभावानां प्रतिलोमानुलोमतः ।
भव्याप्ययावनुध्यायेन्**मनो यावत् प्रसीदति** ॥
निर्विण्णस्य विरक्तस्य पुरुषस्योक्तवेदिनः ।
**मनस्त्यजति दौरात्म्यं** चिन्तितस्यानुचिन्तया ॥
यमादिभिर्योगपथैरान्वीक्षिक्या च विद्यया ।
**ममार्चोपासनाऽऽभिर्वा** नान्यैर्योग्यं स्मरेन्मनः ॥

**અ૦** (તત્ત્વોને યથાર્થ રીતે સમજી લીધા પછી) મહત્તત્ત્વથી તે દેહ સુધીના સઘળા પદાર્થોના પ્રકૃતિ આદિ સવળા ક્રમથી જન્મ થવાનો, વારંવાર વિચાર કર્યા કરવો, તેથી મન નિશ્ચળ થાય છે. ૨૨

આ વિચારના પ્રભાવથી, જન્મનારા અને નાશ પામનારા એ પદાર્થોમાં અવધિભૂત એક સત્ય આત્મા જોવામાં આવવાને લીધે આત્માના અવિવેકથી પ્રાપ્ત થયેલા સંસારથી ઉદ્દેગ થતાં તેથી વૈરાગ્ય

પામેલા અને ગુરૂએ ઉપદેશ કરેલા પદાર્થનું ચિંતન કરતા પુરૂષનું મન એનીએ વાતનું વારંવાર ચિંતન કરવાથી દેહાદિકના અભિમાનને છોડી દે છે. ૨૩

યમ આદિક યોગના માર્ગોથી, જીવ અને ઈશ્વરના શોધનથી અથવા મારી પૂજા અને ઉપાસના આદિ સ્વતંત્ર ઉપાયોથી મન પરમાત્માનું સ્મરણ કરે છે; બીજા ઉપાયોથી કરતું નથી એટલા માટે એ ઉપાયો વિના બીજું કરવું નહિં. ઇત્યાદિ—૨૪

( શ્રી. ભા. ૧૧. ૨૦. ૨૨–૨૪ )

અંહી, **मनो यावत् प्रसीदति** અર્થઃ—જ્યાં સુધી મન નિર્મળ થાય ત્યાંસુધી, ઇતિ વાક્યાર્થવડે, **ભક્તિયોગનીજ**, જ્ઞાનાવધિરૂપે ઉક્તિ કરેલી છે; કેમકે, **ભક્તિયોગ** વિના મનની સમ્યક્ પ્રકારની નિર્મળતાનો અભાવ હોય છે; વળી, **मनस्त्यजति दौरात्म्यं** અર્થઃ—મન દેહાદિકના અભિમાનને છોડી દે છે, આ વાક્યમાં પણ તે જ **ભક્તિ-યોગની** ઉક્તિ કરેલી છે.

" **ममार्चोपासनाद्यै र्वा** અર્થઃ—અથવા, મારી પૂજા અને ઉપાસના આદિ (સ્વતંત્ર ઉપાયો) વડે, " **मयिचानन्ययोगेन भक्तिर व्यभिचारिणी** અર્થઃ—મારા વિષે અનન્યયોગવડે, વ્યભિચાર વિનાની ભક્તિ ' આ વાક્યાર્થ અનુસાર, જ્ઞાનયોગાન્તર્ગત **સાધનભક્તિ**ની ઉક્તિ કરેલી છે. એમ અર્થ સિદ્ધ થાય છે.

તેથી વળી, શ્રી ભગવાને કહ્યું છેઃ—

प्रोक्तेन भक्तियोगेन भजतो माऽसकृन्मुने ! ।
कामा हृदय्या नश्यन्ति सर्वे मयि हृदि स्थिते ॥

**અ૦**—આગળ કહ્યા પ્રમાણે **ભક્તિયોગ** વડે મારૂં ભજન કરનાર મુનિના હૃદયમાં હું રહેવાથી તે હૃદયમાં રહેલી સઘળી કામનાઓ નાશ પામે છે.

( શ્રી. ભા. ૧૧–૨૦–૨૯ )

આ વગેરે **ભગવદ્વચનને** અનુસરતી સાધન**ભક્તિનિષ્ઠાવડે,** નિખિલમાત્ર પ્રમાણુને કેવળ ભગવાન વિષે પ્રતિસ્થાપન કરનાર, સકળ વિષયોથી વિમુખ મનવાળા કોઇ મહાભાગ પુરૂષની મનોવૃત્તિ, **શ્રી** ભગવાનની ગુણગરિમાના ગ્રન્થનરૂપ ગ્રન્થના શ્રવણ વડે દ્રવીભાવને પામી સર્વસાધનફલભૂત **ભગવદાકારતાને** ગૃહણ કરે, એટલે તે (મનોવૃત્તિ) વિષે, **વિભાવ, અનુભાવ** તથા **વ્યભિચાર**ભાવના સંયોગ વડે, " **विभावानुभावव्यभिचारिसंयोगाद्रसनिष्पत्ति.** અર્થ:—વિભાવ, અનુભાવ તથા વ્યભિચારી ભાવના સંયોગથી રસ-નિષ્પત્તિ થાય છે ' આ વાકયાર્થ અનુસાર, રસરૂપતાને લઇ રસનિષ્પત્તિ સિદ્ધ થાય છે.

**વિભાવ,** આલમ્બનવિભાવ તથા ઉદ્દીપનવિભાવ, એમ **બે** પ્રકારનો હોય છે. તેમાં શ્રી ભગવાન્ **આલમ્બનવિભાવ**રૂપે, અને તુલસી તથા ચન્દન આદિ પદાર્થો **ઉદ્દીપનવિભાવ**રૂપે હોય છે; નેત્રના વિકાર આદિને **અનુભવ**ભાવ કહે છે; વૈરાગ્ય આદિ ને **વ્યભિચારી** ભાવ* કહે છે; વ્યકત થતા ભગવદાકારતારૂપ રસ નામનો

---

* રસ નવ પ્રકારના છે:—

શૃંગાર. હાસ્ય, કરૂણ, રૌદ્ર, વીર, ભયાનક, બિભત્સ, અદ્દભૂત અને શાંત.

**भावयन्ति इति भावः; विभावः कारणं निमित्त हेतुरिति पर्यायाः** ( જે કારણથી ભાવ ઉત્પન્ન થાય છે તે ); **अनुभाव्यते अनेन इति** ( જેના વડે ભાવ પ્રકાશિત થાય તે અનુભાવ ).

રસની અભિવ્યક્તિ અર્થે ૪૯ ભાવ ગણવામાં આવે છે; ૮ સ્થાયિ ભાવ, ૩૩ વ્યભિચારીભાવ, ને ૮ સાત્ત્વિક ભાવ.

રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા ને વિસ્મય એ આઠ સ્થાયિભાવ છે. આ આઠ સ્થાયિભાવ ઉપરથી, ઉપર જણાવ્યા તેમાંના આઠ રસ બને છે. સ્વેદ, સ્તંભ, કંપ, અશ્રુ,

પરમાનન્દનો સાક્ષાત્કાર કરાવે તેવો સ્થાયીભાવ પ્રગટ થાય છે; તેજ **ભક્તિયોગ** છે; રસજ્ઞ પુરૂષો તે **ભક્તિયોગ**ની પરમનિરતિશય-પુરૂષાર્થરૂપે ઉક્તિ કરે છે; વળી,

तस्मान्मध्भक्तियुक्तस्य योगिनो वै मदात्मनः ।
न ज्ञानं न च वैराग्यं प्रायः श्रेयो भवेदिह ॥

यत्कर्म्मभिर्यत्तपसा ज्ञानवैराग्यतश्च यत् ।
योगेन दानधर्म्मेण श्रेयोभिरितरैरपि ।

सर्वं मध्भक्तियोगेन मध्भक्तो लभतेऽञ्जसा ।
स्वर्गापवर्गं मद्धाम कथञ्चिद् यदि वाञ्छति ॥

न किञ्चित् साधवो धीरा भक्ता ह्येकान्तिनो मम ।
वाञ्छन्त्यपि मया दत्तं कैवल्यमपुनर्भवम् ॥

नैरपेक्ष्यं परं प्राहुर्निःश्रेयसमनल्पकम् ।
तस्मान्निराशिषो भक्तिर्निरपेक्षस्य मे भवेत् ॥

न मय्येकान्तभक्तानां गुणदोषोध्भवा गुणाः ।
साधूनां समचित्तानां बुद्धेः परमुपेयुषाम् ।

**અ**—( આ પ્રમાણે ભક્તિ સ્વતંત્ર છે ) એટલા માટે મારૂં

---

વૈવર્ણ્ય ( વર્ણની વિવિધતા ), રોમાંચ, સ્વરભેદ અને પ્રલય, એ આઠ સાત્ત્વિક ભાવ છે. નિર્વેદ, ગ્લાનિ, શંકા, અસૂયા, મદ, શ્રમ, આલસ્ય, દૈન્ય, ચિંતા, મોહ, સ્મૃતિ, ધૃતિ, પીડા, ચપળતા, હર્ષ, આવેગ, જડતા, ગર્વ, વિષાદ, ઔત્સુક્ય, નિદ્રા, અપસ્માર, ગુપ્ત વિબોધ, અમર્ષ, અવિહત્થ, ઉગ્રતા, મતિ, વ્યાધિ, ઉન્માદ, મરણ, ત્રાસ, વિતર્ક; એ તેત્રીશ પ્રકાર વ્યભિચારી ભાવના છે.

ભજન કરનારા અને મારામાં જ ચિત્ત રાખનારા યોગીને ઘણું કરીને જ્ઞાન કે વૈરાગ્યરૂપ સાધન રાખવાની આવશ્યકતા નથી. ૩૦

કર્મ, તપ, જ્ઞાન, વૈરાગ્ય, યોગ, દાન, ધર્મ અને બીજાં તીર્થયાત્રાદિક સાધનોથી જે જે અંતઃકરણ શુદ્ધિ આદિ ફળ મેળવવાનાં છે તે સઘળાં ફળોને મારો ભક્ત મારૂં ભજન કરવાથી પરિશ્રમ વગર જ પામે છે. ૩૧

ભક્તને કશી વાતની ઇચ્છા હોય જ નહિ, પણ જો કોઇ રીતે ઇચ્છા કરે તો સ્વર્ગ, મોક્ષ, તથા મારા ધામરૂપ વૈકુંઠને પણ પામે છે. ૩૨-૩૩

સાધુ અને ધીરા મારા સાચા ભક્તો મેં આપવા માંડેલા અને જેથી પાછો ભવનો ફેરો હોતો નથી એવા કૈવલ્ય મોક્ષને પણ ઇચ્છતા નથી, ત્યારે બીજા કશાની ઇચ્છા ન રાખે તેમાં તો શું જ કહેવું ? ૩૪

કશાની અપેક્ષા ન રાખવી એ જ સર્વોત્કૃષ્ટ અને મોટું ફળ તથા સાધન કહેવાય છે, એટલા માટે માગણી નહીં કરનાર અને માગણી કરાવનારી અપેક્ષાથી પણ રહિત રહેનાર પુરૂષને મારી ભક્તિ પ્રાપ્ત થાય છે. ૩૫

મારી ભક્તિની પરાકાષ્ઠાને પહોંચેલા સમાન ચિત્તવાળા અને ઇશ્વરને પામેલા સાધુ પુરૂષોને વેદોક્ત કર્મ કરવાથી પુણ્ય થતાં નથી. ૩૬

( **શ્રી. ભા. ૧૧. ૨૦. ૩૧-૩૬** )

આ વગેરે ભગવદ્દવચનો **ભક્તિયોગ** સ્વતંત્ર **પરમપુરૂષાર્થરૂપ** છે એમ અનુભવ કરાવનારાં છે;

'દુઃખવડે અસંભિન્ન ( અસ્પૃષ્ટ ) એવું સુખ, તે નિશ્ચે, **પરમપુરૂષાર્થરૂપ** છે, એમ સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત હોય છે; ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચાર **પુરૂષાર્થો** છે એવી ( શાસ્ત્ર ) પ્રસિદ્ધિ તો, **लांगलं जीवनं** અર્થઃ—હળ જીવનરૂપ છે ' આ વાક્યની

પેઠે, સાધન પરત્વે ફલત્વોક્તિ કરેલી છે તેથી ઔપચારિકી હોય છે એથી, સુખ તેજ **પુરૂષાર્થરૂપ** છે એમ કહેવામાં પક્ષ હાનિ થતી નથી.

**સુખ** અને **દુઃખાભાવ** (દુઃખનો અભાવ) એ બેઉ **પુરૂષાર્થ** રૂપ છે એમ તાર્કિક સિદ્ધાંતવાળા કહે તે યુક્ત નથી; કેમકે, લાઘવતાને લઈ, સુખમાત્રની જ પુરૂષાર્થરૂપે કલ્પના કરેલી છે;

નિશ્ચે, ઇચ્છા–ઉત્પન્ન–કરવાપણામાં, જ્ઞાનની **સુખવિષયક્તા** તેજ અવચ્છેદક હોય છે; કિન્તુ, **સુખ** તથા **દુઃખાભાવ** તથા આ એમાંથી–એકને–વિષય–કરવાપણું તે તેમાં અવચ્છેદક હોતું નથી; કેમકે, તેમ થવાથી ગૌરવતાનો દોષ પ્રસક્ત થાય; **દુઃખાભાવ**નો તો, સુખના પરિચય કરાવનાર રૂપે ઉપયોગ હોય છે.

**દુઃખાભાવ**નો સુખાર્થત્વ વડેજ ઉપયોગ હોવાનું કહેવામાં આવે તો **દુઃખાભાવ**ની ઇચ્છા કરનારા ને સુખનો પણ ઉપયોગ છે એમ કહેવું શકય છે; કેમકે, વિનિગમનનો અવિરહ હોય છે; તેથી **દુઃખાભાવ** અને **સુખ** ઉભય **પુરૂષાર્થ**રૂપ છે એમ જે ન્યાયનિબંધકારો શંકા કરે છે તે યુકત નથી; કેમકે, વ્યાપ્ય તથા વ્યાપક ભાવની જ વિનિગમકતા સિદ્ધ હોય છે; 'જ્યારે સુખ હોય છે ત્યારે **દુઃખાભાવ** હોય છે' એવી વ્યાપ્તિ સર્વ સમ્મત હોય છે; કેમકે, તેમાં નિરૂપાધિ–સહચારદર્શન હોય છે, એથી **દુઃખાભાવ**, સુખકાળ વિષે અવશ્યં-ભાવી હોવાથી તેનું ( **દુઃખાભાવ**નું ) સુખપરિચાયકત્વ ( સુખનો પરિચયા–કરાવવાપણું) ઉપપન્ન હોય છે; કેમકે તેની તદવ્યાપકતા (સુખ-વ્યાપકતા ) સિદ્ધ હોય છે.

'જ્યારે **દુઃખાભાવ** હોય ત્યારે સુખ હોય,' એવી વ્યાપ્તિ સિદ્ધ હોતી નથી, કેમકે તેનો સુષુપ્તિ તથા પ્રલયાદિ વિષે વ્યભિચાર હોય છે, એથી **દુઃખાભાવ**ની સુખાવ્યાપ્યતા ( સુખ–વડે–અવ્યાપ્યપણું ) ના લીધે તે ( **દુઃખાભાવ** ) સુખના પરિચાયકરૂપે હોવાનું સિદ્ધ નથી; નિશ્ચે, તેની વ્યાપકતા વ્યાપ્યસ્થિતિહેતુત્વ વડે અન્યથાસિદ્ધ છે; વળી, **સુખ**

**હોય** છે તે **દુ:ખાભાવ**નું વ્યાપક હોતું નથી એથી, તે **સુખ** જ સ્વતંત્ર **પુરૂષાર્થ**રૂપ છે.

**દુ:ખાભાવ**નો સુખાર્થત્વવડે ઉપયોગ હોય તો સર્વદુ:ખશૂન્ય દુ:ખાભાવરૂપ મોક્ષની **પુરૂષાર્થતા** સિદ્ધ ન થાય ? એમ હોય તો ભલે તેને જલાંજલિ દ્યો; વેદાંતવેત્તાઓ તો, **પરમાનન્દરૂપતા**ના લીધે તેની **પુરૂષાર્થતા** હોવાનું કથન કરે છે.

એથી, દુ:ખાસંભિન્ન ( દુ:ખ વડે અસ્પૃષ્ટ ) સુખત્વના લીધે જ **ભગવદ્‌ભક્તિયોગ**ની પણ **પરમપુરૂષાર્થતા** સિદ્ધ છે એમ '**निरुपम सुखसंविद्रूपमस्पृष्टःदुखं**' આ પદાર્થવડે કહેલું છે.

આ વડે, ભક્તિનો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ મધ્યે અન્તર્ભાવ ન હોવાથી, તે **પુરૂષાર્થ**રૂપે નથી એ વગેરે સર્વ શંકા દૂર થાય છે.

**ધર્મ**, **અર્થ**, તથા **કામ**ને સ્વત: પુરૂષાર્થતાનો અભાવ હોવાથી, તજ્જન્યસુખ તેજ પુરૂષાર્થ રૂપે છે એમ કહીએ તો **ગૌરવ તથા અનનુગમ**નો દોષ પ્રસકત થાય, તેથી ધર્મજન્યતા આદિ વિશેષણનો પરિત્યાગ કરી 'સુખમાત્ર તે પુરૂષાર્થ રૂપ છે' એમ સ્થિતિ માનીએ તો સમાધિ સુખની પેઠે **ભક્તિસુખ** પણ સ્વતંત્ર પુરુષાર્થરૂપે હોવાથી, તે **ભક્તિસુખ** મોક્ષનું સમીપવર્તી હોય એટલે તે મોક્ષાન્તર્ભૂત અથવા યોગજધર્મજન્યતાના લીધે ધર્માન્તર્ભૂત હોય છે; અથવા, ભાગવતધર્મજન્યતાના લીધે ધર્માન્તર્ભૂત ભક્તિસુખની શ્રદ્ધાજડ પુરૂષો પ્રત્યે ઉકિત કરી શકાય છે તેથી સંસારમોક્ષ પ્રાપ્ત કરવામાં ભકતને આવશ્યક હોવાથી, **ભક્તિયોગ** મોક્ષાન્તર્ગત હોય છે;

તાત્પર્ય:—તેથી, ચાર **પુરૂષાર્થો**ના અન્તર્ગત વા સ્વતન્ત્ર સ્વરૂપે આ **ભક્તિયોગ**, **પરમપુરૂષાર્થ**રૂપ છે; કેમકે, તે **પરમાનન્દ**રૂપ હોય છે એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે.

તે **ભક્તિયોગ**ની **પરમાનંદરૂપતા** ઉપપાદન કરી, '**नवरसमिलितं वा केवलं वा**' ઇતિ પદાર્થ વડે, તેના અવાન્તરવિભાગનું નિરૂપણ કરે છે; આગળ ઉપર આનું સ્પષ્ટીકરણ કરાશે.

“ **मुकुन्द** ” આ પદાર્થવડે, ભક્તિયોગના વિષયનો નિર્દેશ કરેલો છે: સર્વાન્તર્યામી, સર્વેશ્વર (ભગવાન્) જ ભક્તિરસના આલંબન વિભાવરૂપે સિદ્ધ હોય છે એમ કહેશે; ગ્રન્થની આદિમાં મંગળાચરણ કરનારા પ્રત્યે સ્મૃતિમાં કહ્યું છે:—

सर्वदा सर्वकार्य्येषु नास्ति तेषाममङ्गलम् ।

येषां हृदि स्थितो साक्षाद् मङ्गलायतनं हरिः ॥

**અ૦**—જેના હૃદય વિષે સાક્ષાત્ મંગળાયતન સ્વરૂપ **હરિભગવાન્** રહેલા છે તેઓને સર્વથા સર્વ કાર્યો વિષે કાંઈ અમંગળ હોતું નથી.

‘ **तमहं व्यनज्मि** ’ આ પદાર્થવડે **અભિધેય**સંબંધનો નિર્દેશ કરેલો છે.

‘ **शास्त्रदृष्ट्या** ’ ઇતિ પદાર્થવડે, અ-મૂલત્વ (મૂલરહિતપણું તે) નો નિષેધ કરેલો છે; “ **अखिलतुष्टयं** ” આ પદવડે, ગ્રન્થના **પ્રયોજન**નો નિર્દેશ કરેલો છે; સાધુ પુરૂષને નિશ્ચે, **તુષ્ટિ** સ્વભાવસિદ્ધ હોય છે; અન્ય પુરૂષોને પણ આ ગ્રંથમાં કહેલી યુક્તિ વડે, **અસંભાવના** તથા **વિપરીતભાવના** આદિ નિવૃત્ત થઈ તેમનાં અન્તઃકરણ શુદ્ધ થાય તે હેતુ છે એમ અભિપ્રાય છે.

વળી, **ભક્તિયોગને**, ક્યાં ક્યાં **પુરૂષાર્થ**રૂપે વર્ણવેલો છે? તે કહું તે સાંભળ—

न ह्यतोऽन्यः शिवःपन्था विशतः संसृताविह ।

वासुदेवे भगवति **भक्तियोगो** यतो भवेत् ॥

**અ૦**—સંસારીના મોક્ષ માટે આ બે માર્ગ સિવાય કોઇપણ કલ્યાણકારી માર્ગ નથી; કારણકે આ બે માર્ગે ચાલવાથી ભગવાનમાં ભક્તિ થાય છે.

(**શ્રી. ભા.** ૨-૨-૩૩)

**धर्म्मः** स्वनुष्ठितः पुंसां विश्वक्सेनकथासु यः ।

नोत्पादयेद् यदि रतिं श्रम एव हि केवलम् ॥

**અ૦**–જે આચરેલો **ધર્મ** પુરુષોને વિષ્વક્સેન ભગવાનની કથાને વિષે પ્રીતિ ઉત્પન્ન નથી કરતો, તો તે **ધર્મ** કેવળ શ્રમરૂપજ છે.

**( શ્રી. ભા. ૧–૨–૮ )**

दानव्रततपोहोमजपस्वाध्यायसंयमैः ।
**श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे** भक्तिर्हि साध्यते ॥

**અ**–દાન, વ્રત, તપ, હોમ, જપ, વેદાધ્યયન, નિયમો અને બીજાં પણ અનેક શુભ સાધનોથી ભગવાનમાં **ભક્તિભાવ** પ્રાપ્ત થાય છે.

**( શ્રી. ભા.** ૧૦–૪૭–૩૪ )

भगवान् ब्रह्म कार्त्स्न्येन त्रिरन्वीक्ष्य मनीषया ।
तदध्यवस्यत् कूटस्थो **रतिरात्मन्** यतो भवेत् ॥

**ક૦**–ભગવાન્ બ્રહ્માએ એકાગ્રચિત્તથી ત્રણવાર સંપૂર્ણવેદનો વિચાર કરી, જેથી ભગવાનની **ભક્તિ** થાય એજ ઉત્તમ માર્ગ છે એમ નિશ્ચય કર્યો.

( શ્રી. ભા. ૨–૨–૩૪ )

एतावानेव लोकेऽस्मिन् पुंसां **निःश्रेयसोदयः** ।
तीव्रेण **भक्तियोगेन** मनो मय्यर्पितं स्थिरम् ॥

**અ૦**–તીવ્ર **ભક્તિયોગથી** મારામાં રાખેલું મન સ્થિર થાય એટલોજ આ લોકમાં માણસોને કલ્યાણનો ઉદય છે.

**( શ્રી. ભા.** ૩–૨૫–૪૪ )

या **निर्वृत्तिस्तनुभृतां** तव **पादपद्म-**
**ध्याना**द्भवज्जनकथाश्रवणेन वा स्यात् ।
सा ब्रह्मणि स्वमहिमन्यपि **नाथ** ! मा भूत्
किन्त्वन्तकासिलुलितात् पततां विमानात् ॥

અ૦–તમારા **ચરણારવિંદના ધ્યાનથી** અથવા તમારા ભક્તોની કથા સાંભળવાથી જે સુખ થાય તે સુખ આનંદરૂપ પરબ્રહ્મમાં પણ મળતું નથી, ત્યારે કાળના વેગથી વિમાનમાંથી પડી જનારા દેવતાઓને તો ક્યાંથી જ મળે ?

( શ્રી. ભા. ૪–૯–૧૦ )

આ વગેરે સ્થળે **ભક્તિયોગની પુરૂષાર્થરૂપે** પ્રશંસા કરેલી છે.

નિશ્ચે, અંહી સર્વ પુણ્યોવડે સાધ્ય હોવાથી, તથા અર્થથી સર્વ વેદ-તાત્પર્યના વિષયરૂપે હોવાથી, તથા **નિઃશ્રેયસ** તથા **નિર્વૃત્તિ** શબ્દના પ્રયોગથી, **ભક્તિયોગની** કેવળ **સાક્ષાત–પુરૂષાર્થતા** દર્શાવેલી છે.

વળી, ગીતામાં કહ્યું છેઃ—

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।

श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥

અ૦–વળી સર્વ યોગીઓ મધ્યે, મદગત અન્તરાત્માવડે શ્રદ્ધાયુક્ત થઈ જે મને ભજે છે તે, અત્યંત શ્રેષ્ઠ યોગી છે એમ મારો અભિપ્રાય છે.

( ભગવદ્ગીતા. ૬–૪૭ )

આ ઇત્યાદિ વાક્યાર્થવડે, તેની **સાક્ષાત્ પુરૂષાર્થતા** દર્શાવેલી છે.

અન્ય સ્થળે ભક્તિયોગનો **સાધનરૂપે** બોધ કરેલો છે તેનું શું ?

કહ્યું છે કેઃ—

वासुदेवे भगवति भक्तियोगः प्रयोजितः

जनयत्याशुवैराग्यं ज्ञानं यत्तदहैतुकम् ॥

અ૦–વાસુદેવ ભગવાનને વિષે થયેલો ભક્તિનો યોગ તત્કાળ વૈરાગ્યને અને નિર્મળ જ્ઞાનને ઉત્પન્ન કરે છે.

( શ્રી. ભા. ૧–૨–૭ )

अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः ।

तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम् ॥

**અ૦**–તથા નિષ્કામ હોય, અથવા સર્વની ઇચ્છા હોય, અથવા જેને મોક્ષની ઇચ્છા હોય તેણે ઉદારબુદ્ધિ રાખી તીવ્ર ભક્તિથી પૂર્ણ પુરૂષભગવાનનું યજન કરવું.

( શ્રી. ભા. ૨–૩–૧૦ )

વળી ગીતા વિષે કહ્યું છે:—

भक्त्या मामभिजानाति यावान् यश्चास्मि तत्त्वतः ॥

ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥

**અ૦**—હું તત્ત્વસ્વરૂપે જેવો જે છું તે સ્વરૂપને ભક્તિ વડે જાણે છે; તેથી મને તત્ત્વસ્વરૂપે ઓળખી તદન્તર તે સ્વરૂપમાં પ્રવેશ કરે છે.

( **ભગવદ્ગીતા** ૧૮–૫૫ )

ઇત્યાદિ વાક્યાર્થ વડે અંહી, ભક્તિયોગનો અન્ય વસ્તુના **સાધન**રૂપે બોધ કરેલો છે એટલે તે વડે, તે **સાક્ષાત્ અપુરૂષાર્થ** રૂપે છે એમ સ્પષ્ટ ઉક્તિ છે;

આ સંબંધમાં કહીએ છીએ:–ફળ તથા સાધનના ભેદ વડે ભક્તિની દ્વૈવિધ્યતા (દ્વિવિધપણું) યોગ્ય છે એટલે તેમાં કાંઈ દોષ નથી; તે જ પ્રકારે કહ્યું છે કે:—" **भजनमन्तःकरणस्य भगवदाकाररूपतां भक्तिः** અર્થ:—અન્તઃકરણનું ભગવદાકારતારૂપે ભજન તેને ભક્તિ કહે છે' એ રીતે, **ભાવવ્યુત્પત્યા** (ફળવાચક વ્યુત્પત્તિવડે) ભક્તિશબ્દવડે, **ફળ**નું અભિધાન કરાવે છે; અને તે **નિરતિશય પુરૂષાર્થ** રૂપે હોવાથી, પૂર્વોક્તવાદોની પ્રામાણ્યતાને બાધ આવતો નથી; તે જ રીતે, **भज्यते, सेव्यते भगवदाकारमन्तकरणं क्रियतेऽनया** અર્થ:–જેનાવડે ભજન કરાય, સેવાય, અન્તઃકરણ ભગવદાકાર કરાય તે ' આ રીતે **કરણ**વ્યુત્પત્ત્યા ભક્તિશબ્દવડે શ્રવણ–કીર્ત્તનાદિ **સાધન**નું અભિધાન કરાય છે. અને **સાધન**ભક્તિ પોતે પુરૂષાર્થરૂપે ન હોવાથી, જે વાક્યોવડે ભક્તિની સાધનતા નિરૂપણ કરેલી છે તે વાદો ( વચનો ) પણ પ્રમાણભૂત છે એમાં કાંઇ વિરોધ આવતો નથી.

જેમ " **विज्ञप्तिर्विज्ञानं** અર્થ:—વિજ્ઞાન વિજ્ઞપ્તિરૂપ છે એ રીતની **ભાવવ્યુત્પત્તિ**વડે, '**विज्ञानमानन्दोब्रह्म** અર્થ:-બ્રહ્મ વિજ્ઞાન, આનન્દસ્વરૂપ છે, ( **બૃ. આ.** ઉ. ૩-૬-૨૮ ) આ મંત્રાર્થવડે અહીં, **વિજ્ઞાન** શબ્દ બ્રહ્મતત્ત્વ પરત્વે વર્તનાર છે' અને **विज्ञायतेऽनेन** અર્થ: આ વડે **વિજ્ઞાન** પ્રાપ્ત થાય છે.' આ રીતની **કરણ** ( સાધનરૂપ ) વ્યુત્પત્તિવડે '**विज्ञानं यज्ञं तनुते** અર્થ:—**વિજ્ઞાન** યજ્ઞનો વિસ્તાર કરે છે' ( **તૈ.** ઉ. ૨-૫-૧ ) ઇત્યાદિ વાક્યો વિષે **વિજ્ઞાન** શબ્દ અન્ત:કરણ પરત્વે વર્ત્તનાર છે. તેમ; વળી આનું સ્પષ્ટીકરણ **પ્રબુદ્ધે** કરેલું છે:—

स्मरन्तः स्मारयन्तश्च मिथोऽघौघहरं हरिम् ।
**भक्त्या** सञ्जतया **भक्त्या** बिभ्रत्युत्पुलकां तनुम् ॥

**અ**૦-આ પ્રમાણે વર્તનારા અને પાપના સમૂહને હરનારા ભગવાનનું સ્મરણ કરતા તથા પરસ્પરને સ્મરણ કરાવતા ભક્તોના શરીરમાં **સાધનભક્તિ**થી ઉત્પન્ન થયેલી **પ્રેમલક્ષણા** ભક્તિથી રૂવાડાં ઉભાં થઇ જાય છે.

( **શ્રી. ભા.** ૧૧-૩-૩૧ )

અહીં, કરણવ્યુત્પત્તિ વડે, પ્રથમ **ભક્તિ**શબ્દનો વૈષ્ણવ ભક્તધર્મ પરત્વે પ્રયોગ કરેલો છે; અને દ્વિતીય **ભક્તિ**શબ્દનો તો **ભાવ**વ્યુત્પત્તિ વડે, **ફલ** પરત્વે પ્રયોગ કરેલો છે. કેમકે,

इति भागवतान् धर्म्मान् शिक्षन् भक्त्या तदुत्थया ।
नारायणपरो मायामञ्जस्तरति दुस्तराम् ॥

**અ**૦—આ પ્રમાણે ભાગવત ધર્મોને શીખતો અને નારાયણને તત્પર રહેતો પુરૂષ એ ધર્મોથી ઉત્પન્ન થયેલી ભક્તિના પ્રભાવથી દુસ્તર માયાને પણ અનાયાસે તરે છે.

( **શ્રી. ભા.** ૧૧-૩-૩૩ )

આ પ્રમાણે ઉપસંહારમાં **પ્રથમભક્તિપદ** સ્થાને ભાગવત ધર્મશબ્દનો પ્રયોગ કરેલો છે.

વળી, અક્ષરગૃહણાત્મક અધ્યયનનું ફળ કેવળ અક્ષરગ્રહણ હોતું નથી; કેમકે, ગુર્વધીનત્વ (ગુરૂને-શરણે-જવાપણું) તથા તદનધીનત્વ ગુરૂને-શરણે-ન-જવાપણું) ને લઇને ભેદ હોય છે; એમ અંહી પણ-ભાગવતધર્મરૂપા ભક્તિ તેજ ગુરૂધીનત્વને લઇ **સાધનભક્તિ** કહેવાય; અને તદનધીનત્વને લઈ નિષ્ઠાને પ્રાપ્ત સતી તેજ ભક્તિ ફલરૂપે સિદ્ધ થાય છે તેથી **સાધન** તથા **ફળના** ભેદવડે ભક્તિ વિષે દ્વૈવિધ્યતોપપત્તિ (બે-પ્રકારે-સિદ્ધ હોવાપણું) થાય એમ કહેવું યુક્ત નથી; કેમકે,

> क्वचिद्रुदन्त्यच्युतचिन्तया क्वचि-
> द्धसन्ति नन्दन्ति वदन्त्यलौकिकाः ।
> नृत्यन्ति गायन्त्यनुशीलनयन्त्यजं-
> भवन्ति तूष्णीं परमेत्य निर्वृताः ॥

**અ૦**—શ્રીકૃષ્ણભગવાનના ચિન્તનવડે કવચિત્ તેઓ રૂદન કરે છે, કવચિત્ હસે છે, કવચિત્ આનન્દને પામે છે, કવચિત્ અલૌકિક વાર્તાનું કથન કરે છે, નાચે છે, ગાય છે, કવચિત્ અજન્મા ભગવાનનું શીલન કરે છે અને પરમતત્ત્વને પામી નિર્વૃત્ત થઇ શાંતિને પામે છે.

આ રીતે આ શ્લોક મધ્યે કૃતકૃત્યતાનો પરામર્શ કરેલો છે.

નિશ્ચે, અધ્યયનફલરૂપ અક્ષરગૃહણ જેમ અર્થજ્ઞાનાનુષ્ઠાનાદિ ફલપરત્વે સાધનરૂપે હોય છે તેમ જો ભાગવતધર્મજનિત ભક્તિ પણ ફલાન્તર સાધનરૂપા હોય તો પરમ પુરૂષાર્થને પામી '**निर्वृतास्तूष्णीं भवन्ति** અર્થઃ—નિર્વૃત્ત થતા શાંતિને પામે છે' એ રીતની કૃતાર્થતાની ઉક્તિ કરે નહિ; કિન્તુ, તદન્તર અનુષ્ઠેયાન્તરની (અન્ય કર્તવ્યવસ્તુની) અપેક્ષા દર્શાવે; પણ તેવી અનુષ્ઠેયાન્તરની અપેક્ષા દર્શાવેલી નથી; તેથી સાધન

તથા ફળભેદને લઇ ભક્તિની દ્વૈવિધ્યોપપત્તિ થાય તેથી (ભક્તિની) સાધનતા દર્શાવનારાં વાક્યો તથા ફળતા દર્શાવનારાં વાક્યોના વિષયનો વિભાગ હોય છે એટલે સર્વત્ર અ-વિરોધ સિદ્ધ થાય છે; કેમકે, **अघं धुन्वन्ति कार्त्स्न्येन** અર્થઃ—નિખિલ પાપનો નાશ કરે છે' ઇત્યાદિ વાક્યાર્થ વડે ફળ તથા સાધન પરત્વે ભક્તિ સમાનફળરૂપા હોય છે તથાપિ તેને (ભક્તિને) દૃષ્ટ તથા અદૃષ્ટરૂપે વર્ણવવામાં આવશે.

વળી એજ રીતે,

इदं हि पुंसस्तपसः श्रुतस्य वा
स्विष्टस्य सूक्तस्य च बुद्धदत्तयोः ।
अविच्युतोऽर्थः कविभिर्निरूपितो-
यदुत्तमश्लोकगुणानुवर्णनम् ॥

અ—ઉત્તમશ્લોક ભગવાનના ગુણનું જે વર્ણન કરવું, તેજ પુરૂષને તપનું અને બુદ્ધિએ આપેલા શાસ્ત્ર આદિના શ્રવણનું અને મનગમતાં વાક્યોનું નિરંતર ફળ કવિઓએ નિરૂપણ કર્યું છે.

(શ્રી. ભા. ૧-૫-૨૨)

निवृत्ततर्षैरुपगीयमानाद्
भवौषधाच्छ्रोत्रमनोऽभिरामाद् ।
क उत्तमश्लोकगुणानुवादात्
पुमान् विरज्येत विना पशुघ्नाद् ॥

અ૦—(મુક્ત, મુમુક્ષુ અને વિષયી એમ ત્રણ પ્રકારના લોકો આ જગતમાં છે તેઓમાંથી કોઇને પણ ભગવાનની કથામાં અલંબુદ્ધિ થતી નથી) કેમકે, તૃષ્ણા વગરના મુક્ત પુરૂષો તેને ગાયા કરે છે. એ કથા સંસારના ઔષધરૂપ છે. તેથી મુમુક્ષુ લોકોને પણ સંસાર-

માંથી છુટવાનો એજ ઉપાય છે. કાન અને મનને પ્રિય લાગનાર હોવાથી વિષયી પુરૂષોને પણ સર્વોત્તમ વિષય એજ છે માટે કસાઇ અથવા પોતાને હાનિ કરનાર પુરૂષ વિના બીજો કયો માણસ ભગવાનની કથામાંથી અટકે ?

( શ્રી. ભા. ૧૦-૧-૪ )

ઇત્યાદિ વાકયો વિષે, સાધનવાચક વચનને, "**गोभिः श्रीणीत मत्सरम्** અર્થ:-ગાયોના ક્ષીરવડે સોમરસને મિશ્રિત કરવો' આ વાક્યાર્થની પેઠે ફળસ્વરૂપે યોજવું યોગ્ય છે; નિશ્ચે, આ વાકયમાં ગાયોમાંથી ઉત્પન્ન થનારાં ક્ષીરવડે સોમરસને મિશ્રિત કરવો એમ અર્થ પુર્વતન્ત્ર ( મીમાંસા ) વિષે દર્શાવેલો છે; અને ઉત્તરતન્ત્ર વિષે, **महतः परमव्यक्तम्** અર્થ:-મહતત્ત્વથી અવ્યક્તતત્ત્વ પર છે' એમ અંહી **अव्यक्त** શબ્દવડે તે અવ્કતતત્ત્વથી ઉત્પન્ન થનાર શરીરનું નિરૂપણ કરેલું છે એમ '**सूक्ष्मन्तु तदर्थत्वात्** ( તે પણ સૂક્ષ્મ શરીર અહીં વિવક્ષિત છે; તે સૂક્ષ્મ શરીર અવ્યક્ત શબ્દને યોગ્ય હોવાથી ) એ રીતે અંહી અનુમાનિક અધિકરણ વિષે દર્શાવેલું છે; એ રીતે, અહીં પણ ગુણાનુવર્ણન અને ગુણાનુવાદવાચક શબ્દો, તજ્જન્ય પ્રીતિપરતા ( તે વડે ઉત્પન્ન પ્રીતિપરાયણતા ) વડે યોજય હોય છે; કારણકે તેમ ન હોય તો પરમ પુરૂષાર્થતાનો અયોગ સિદ્ધ થાય.

જો એમ હોય તો નામાન્તરવડે બ્રહ્મવિદ્યા તેજ ભગવદ્‌ભક્તિ એમ કહ્યા બરોબર થાય ? કેમકે કહ્યું છે:—

तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति ।
यज्ञेन दानेन तपसाऽनाशकेन ॥

અ૦—બ્રાહ્મણો, યજ્ઞ, દાન તથા અનાશક તપ વડે તથા વેદાનુવચન-પૂર્વક તે આને જ ( બ્રહ્મવિદ્યાને ) જાણવાને જિજ્ઞાસુ હોય છે. ( બૃ. ઉ. ૪-૪-૨૨ )

ઇત્યાદિ શ્રુતિવડે, બ્રહ્મવિદ્યા સર્વ પુણ્યોવડે સાધ્ય છે એમ પ્રતિપાદન કર્યું; અને વળી, **સર્વાપેક્ષા** નામના અધિકરણ વિષે, તેજ પ્રકારે નિર્ણય કરેલો છે; અહીં પણ, પૂર્વે ઉદાહરણ કરેલાં વાક્યોવડે, ભક્તિ સર્વપુણ્યવડે સાધ્ય છે એમ લક્ષણ દર્શાવી ભક્તિ બ્રહ્મવિદ્યારૂપ છે એમ પ્રતિપાદન કર્યું છે તેથી, અને બ્રહ્મવિદ્યાની નિરતિશય પુરૂષાર્થતાને, ચતુર્લક્ષણ-મીમાંસાવડે અપ્રતિપત્તિ તથા વિપ્રતિપત્તિનો નિષેધ કરી વ્યવસ્થાપિત કરેલી છે તેથી, આ વિચારારંભ વ્યર્થ છે?

આમ કહેવું યુક્ત નથી; કેમકે, ભક્તિ તથા બ્રહ્મવિદ્યા વચ્ચે તેમનાં સ્વરૂપ, સાધન, ફળ તથા અધિકારીની વિલક્ષણતા હોય છે;

નિશ્ચે, સવિકલ્પ વૃત્તિરૂપ મનની-દ્રવીભાવપૂર્વિકા-ભગવદાકારતા, તે **ભક્તિ** (કહેવાય); દ્રવીભાવથી અયુક્ત, અદ્વિતીયાત્મમાત્રગોચર, નિર્વિકલ્પક મનની વૃત્તિ, તે **બ્રહ્મવિદ્યા** (કહેવાય); ભગવાનના ગુણ માહાત્મ્યના ગ્રન્થનરૂપ ગ્રન્થનું શ્રવણ, તે ભક્તિનું સાધન છે; '**તત્ત્વમસિ**' આદિ વેદાન્તનાં મહાવાક્યો બ્રહ્મવિદ્યાનાં સાધન છે; ભગવદ્વિષયક પ્રેમનો પ્રકર્ષ તે ભક્તિનું ફળ છે; સર્વ અનર્થનું મૂળરૂપ અજ્ઞાન, તેની નિવૃત્તિ, તે બ્રહ્મવિદ્યાનું ફળ છે; ભક્તિપરત્વે પ્રાણિમાત્રને અધિકાર હોય છે; અને બ્રહ્મવિદ્યા પરત્વે સાધનચતુષ્ટયસંપન્ન પરમહંસ પરિવ્રાજકને અધિકાર હોય છે; **ભક્તિ** તથા **બ્રહ્મવિદ્યાને**, સર્વ પ્રકારના યજ્ઞ-તથા-દાન-આદિ-સર્વસુકૃત (પુણ્ય)-સાધ્યતા, સ્વર્ગ તથા વિવિદિષા (જ્ઞાનેચ્છા)ની પેઠે, સમાન હોય છે.

જેમ, "**स्वर्गकामो दर्शपौर्णमासाभ्यां यजेत** અર્થઃ-સ્વર્ગની કામનાવાળાએ દર્શ તથા પૌર્ણમાસ નામના યજ્ઞવડે યજન કરવું" ઇતિવાક્યવડે સ્વર્ગસાધનતા સિદ્ધ છે તેમ **सर्वकामेभ्य दर्शपौर्णमासाः**' અર્થઃ—સર્વકામનાસિદ્ધિ અર્થે દર્શ તથા પૌર્ણમાસ નામના યજ્ઞો કરવા" ઇતિ વાક્યવડે તેજ યજ્ઞોની ફલાન્તર-સાધનતાનો બોધ કરાય છે તેમ, "**तमेतंवेदानुवचनेन**" ઇત્યાદિ વાક્યવડે

ફલસાધનતા સિદ્ધ છે તેથી સંયોગ–પૃથક્ત્વ ન્યાયે, વિવિદિષા–સાધનત્વનો પણ બોધ કરાય છે.

એ રીતે, **ભક્તિ** તથા **બ્રહ્મવિદ્યાને** પણ, સ્વર્ગ તથા બ્રહ્મવિદ્યાની પેઠે, ફલસાધનનો ભાવાભાવ તથા તુલ્યસાધનસાધ્યત્વ (સમાનસાધન સાધ્યપણું ) સિદ્ધ થશે; સામગ્રીની ઐક્યતા હોય ત્યારે નિશ્ચે, કાર્યની ઐક્યતા સિદ્ધ થાય; કારણમાત્રની એકયતાવડે તેમ ન થાય; કેમકે, તેથી અતિપ્રસંગ પ્રાપ્ત થાય; ભક્તિ, બ્રહ્મવિદ્યાથી અતિરિક્ત હોય તો તેને સ્વર્ગાદિની પેઠે, નિરતિશય–પુરૂષાર્થતા સિદ્ધ ન થાય ?

આમ શંકા કરવી યુક્ત નથી; કેમકે, સ્વર્ગાદિને નિયત દેશ, કાળ, શરીર તથા ઇન્દ્રિયાદિ વડે (વિષયોની) ભોગ્યતા સિદ્ધ હોવાથી, તેમાં સર્વત્ર ઉપભોગ કરવો અશકય હોય છે; વળી, વિનાશપણું તથા પારતંત્ર્યતારૂપ દુઃખદ્વયવડે અનુવિદ્ધ હોવાથી, સ્વર્ગાદિના વિષયભોગમાં નિરતિશયતાનો અભાવ હોય છે.

ભક્તિસુખની ધારાઓ, સર્વ દેશ, કાળ, શરીર તથા ઇન્દ્રિયાયાદિવડે, બ્રહ્મવિદ્યાના ફળની પેઠે સર્વત્ર સાધારણરૂપે ભોગવવાને શકય હોય છે; તેથી વિનાશીપણું તથા પારતન્ત્ર્યતારૂપ એ લક્ષણવાળા અનુરોધનો તેમાં અભાવ હોવાથી, તેને નિરતિશયિતા ઉપપન્ન છે; તેની,

हित्वा स्वधर्म्मं चरणाम्बुजं हरे-
र्भजन्नपक्कोऽथ पतेत्ततो यदि ।
यत्र क्व वाऽभद्रमभूदमुष्य किं-
कोवाऽर्थ आप्तो भजतां स्वधर्म्मतः ॥
न वै जनो जांतु कथञ्चनाव्रजे-
न्मुकुन्दसेव्यन्यवदङ्ग ! संसृतिम् ।
स्मरन्मुकुन्दाङ्घ्र्युपगूहनं पुन-

विर्हातुमिच्छेन्न रसग्रहो यतः ॥
सकृन्मनः कृष्णपदारविन्दयो-
र्निवेशितं तद्गुणरागि यैरिह ।
न ते यमं पाशभृतश्च तद्भटान्-
स्वप्नेऽपि पश्यन्ति हि चीर्णनिष्कृताः ॥

અ૦—સ્વધર્મનો ત્યાગ કરીને હરિભગવાનના ચરણારવિંદને ભજતો એવો માણસ ભક્તિ સંપૂર્ણ ન થયા છતાં ભ્રષ્ટ થાય કે મરી જાય તો શું કયાંઇ પણ તેનું અકલ્યાણ થાય છે? નથી જ થતું. ત્યારે ઇશ્વરને નહિ ભજનારા પુરૂષોએ સ્વધર્મ થકી શો અર્થ સંપાદન કર્યો ? કશો ન કર્યો. ( શ્રી. ભા. ૧–૫–૧૭ )

હે વ્યાસજી ! મુકુન્દ ભગવાનને સેવવાવાળો પુરૂષ કયાંઇ કોઈ દિવસ પણ બીજાની પેઠે સંસારને પામતો નથી. કારણ કે મુકુન્દ ભગવાનના ચરણારવિંદના સ્પર્શને વારંવાર સંભારતો જાણવાલાયક તત્ત્વમાં આગ્રહવાળો પુરૂષ તેને ત્યાગ કરવાને ઇચ્છતો નથી.

( શ્રી. ભા. ૧–૫–૧૯ )

જે લોકોએ ભગવાનના ગુણોમાં માત્ર પ્રીતિવાળું મન ભગવાનના ચરણારવિંદમાં એક વાર જ પેસાડેલું હોય, તે લોકો સ્વપ્નમાં પણ યમને અથવા પાશને ધરનારા તેમના દૂતોને દેખતા નથી; કેમકે, તેટલાથી તેઓનાં સઘળાં પાપોનું પ્રાયશ્ચિત થઇ જાય છે.

(શ્રી. ભા. ૬–૧–૧૯)

ઇત્યાદિ વાક્યાર્થવડે ઉક્તિ કરેલી છે; એથી જ, આપત્તિ વિષે પણ દુઃખ વડે અલિપ્તતા રહે તે સિદ્ધ કરવા, '**अस्पृष्टदुःखं**' એમ વિશેષણ અંગીકારેલું છે; વળી તેથી જ, પરિણામમાં જે વિરસ હોય તેવા સ્વર્ગાદિ ભોગ્ય વિષયો સાથે તેની સામ્યતા (સમાનપણું) ન હોય; આ વડે તે ભક્તિનો રસ લૌકિક રસથી વિલક્ષણ છે એમ દર્શાવેલું છે.

વળી, તે સ્વર્ગાદિ ભોગ્યપદાર્થો શાસ્ત્રવડે અ-વિહિત હોવાથી, પાપક્ષયના અ-હેતુરૂપે હોય એટલે આપત્તિ વિષે તે દુઃખવડે સંસ્પૃષ્ટ ( લિપ્ત ) હોય છે; તેથી ઉલટું, દૃષ્ટ તથા અદૃષ્ટફલતાએ કરીને તેનો ભક્તિ સાથે મહાન્ ભેદ હોય છે તે કહેવાવાશે.

જો એમ હોય તો, ભક્તિસુખથી વૈરાગ્યનો અસંભવ થાય એટલે તેથી મુમુક્ષુતાનો અસંભવ સિદ્ધ થાય; અને મુમુક્ષુતાના અસંભવે તદ્દધિકારિક ચતુર્લક્ષણમીમાંસાની પ્રવૃત્તિ સિદ્ધ ન થાય તેનું શું ? આ વાત સત્ય છે; ભક્તિસુખ વિષે આસક્ત હોય તેમના પ્રત્યે તે મીમાંસાની અ-પ્રવૃત્તિ સિદ્ધ હોય છે; અને ભજનીય સ્વરૂપના નિર્ણયાર્થં, ભક્તોને પણ તેના વિચારની આવશ્યકતા હોય છે તેથી ભક્તિસુખથી વૈરાગ્ય સિદ્ધ ન થાય તે તો કેવળ ઇષ્ટ છે; પણ તેમ આપાદિત નથી.

आत्मारामाश्च मुनयो निर्ग्रन्थां अप्युरुक्रमे
कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थम्भूतगुणो हरिः ॥

અ૦—આત્મારામ મુનિઓ, ક્રોધઅહંકારરૂપ ગ્રન્થી જેની છૂટી ગઇ છે એવા પણ ઇશ્વરને વિષે વગર કારણે ભક્તિ કરે છે, કેમકે એવા ગુણવાળાજ ઇશ્વર છે. ( શ્રી. ભા. ૧-૭-૧૦ )

ઇત્યાદિ વાક્યાર્થવડે, જીવન્મુક્ત પુરૂષોની પણ ભગવદ્ભક્તિ પ્રતિપાદન કરેલી છે.

તેથી, આ ગ્રન્થના નામકથન દ્વારા ‘ **संसाररागेण** ’ ઇતિ વાક્યાર્થવડે ગ્રન્થના **પ્રયોજનનો** ઉદ્દેશ કરે છે:—

**संसाररागेण बलीयसा चिरं-**
**निपीडितैस्तत्प्रशमेऽतिशिक्षितम् ।**

**इदं भवद्भिर्बहुधा व्ययातिगं-**
**निपीयतां भक्तिरसायनं बुधाः ॥ २ ॥**

**અ૦**—બળવાન સંસાર રોગવડે લાંબો કાળ પર્યંત અત્યંત પીડાને પામેલાઓ વડે તે પીડાની પ્રશાંતિ અર્થે અત્યન્તપૂર્વક **ઉપદેશેલ**, વિનાશભાવને ઉલ્લંઘન કરનાર આ ભક્તિરસાયનનું, **હે શાણા પુરુષો** ! તમે બહુ પ્રકારે અત્યંત પાન કરો. ૨

રસરૂપતાએ કરીને ભગવદ્‌ભક્તિની પુરૂષાર્થતાનું કથન કરવા, પ્રથમ ' **द्रुतस्य** ' ઇતિ વાક્યાર્થવડે તે ભક્તિના **સામાન્ય** લક્ષણનું નિરૂપણ કરે છે—

**द्रुतस्य भगवद्धर्माद्धारावाहिकतां गता ।**
**सर्वेशे मनसो वृत्तिर्भक्तिरित्यभिधीयते ॥३॥**

**અ૦**—ભગવદ્‌ધર્મોથી દ્રવીભાવને પામેલ મનની ધારાવાહિકતા ( ધારારૂપી પ્રવાહ ) ને પ્રાપ્ત એવી જે વૃત્તિ, સર્વેશ્વર ભગવાન વિષે સિદ્ધ થાય તેને **ભક્તિ** કહે છે. ૩

વળી, ભગવાનના ગુણોનું શ્રવણ તેને **ભગવદ્‌ધર્મ** કહે છે; કિન્તુ, તેના અનુષ્ઠાન પર્યંત ધર્મબુદ્ધિવડે યુક્ત થઇ શ્રવણ કરવું એમ વિવક્ષા નથી; કહ્યું છે કેઃ—

तस्मात्केनाप्युपायेन मनःकृष्णे निवेशयेत् ।

**અ૦**—તેથી, કોઈ પણ ઉપાયવડે કરીને મનનો કૃષ્ણ ભગવાન વિષે નિવેશ કરવો. ( શ્રી. ભા. ૭-૧-૩૧ )

અને અહીં પણ **केनापि उपायेन** ઇતિ પદાર્થવડે, ધર્મબુદ્ધિ વડે અનુષ્ઠિત વા અયત્નસિદ્ધ ભગવદ્‌ગુણશ્રવણ વડે, એમ અર્થ થાય છે; તે વડે, શિશુપાળ આદિ પરત્વે અ-વ્યાપ્તિ થતી નથી.

**ભગવદ્ગુણશ્રવણ** વડે, **હવે** પછી **કહેવાવાતા** **કામક્રોધાદિના** **ઉદ્દીપન** દ્વારા દ્રવાવસ્થાને પામેલ ચિત્તની ધારારૂપે વહેનારી જે **સર્વે-શ્વર**-વિષયક વૃત્તિ, તેને **ભગવદાકારતા** કહે છે; નિશ્ચે, અમારા **દર્શન**માં ( સિદ્ધાંતમાં ) **તદાકારતા** તેજ વૃત્તિશબ્દનો સર્વત્ર **અર્થ** છે એથી **શાસ્ત્ર**વેત્તાઓ તેને ભક્તિ કહે છે.

વળી, શાસ્ત્રમાં તે જ પ્રકારે કહ્યું છેઃ—

मद्‌गुणश्रुतिमात्रेण मयि सर्व्वगुहाशये ।
मनोगतिरविच्छिन्ना यथा गंगाम्भसोऽम्बुधौ ॥
लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ॥

**અ૦** મારા ગુણોનું શ્રવણ કરતાં જ હું કે જે સર્વનો અંતર્યામી છું તેમાં, સમુદ્રમાં ગંગાજળની ગતિની પેરે, અવિચ્છિન્ન મનની ગતિ રહ્યાં કરે અને તે રહેવામાં કોઇ પ્રકારના ફળની ઇચ્છા કે ભેદદષ્ટિ ન હોય, એ ભકિતયોગનું લક્ષણ કહેવાય; એવી નિર્ગુણ ભકિત કરનારાઓને કેવળ મારી સેવા કરવાની ઇચ્છા હોય છે.

( શ્રી. ભા. ૩. ૨૯. ૧૧–૧૨ )

અંહીં, ‘ **अविच्छिन्ना** ’ પદ વડે વૃદ્ધિની ધારાવાહિકતા દર્શાવેલી છે; ‘ **यथा गंगाम्भसः** ’ એ દષ્ટાંતવડે દાર્ષ્ટાન્તિક ( સિદ્ધાંત ) પરત્વે પણ, મન વિષેની દ્રવાવસ્થા દર્શાવેલી છે; **मयिसर्व्वगुहाशये मनोगतिः** એમ પદાર્થવડે **સર્વેશ્વરાકારતા** દર્શાવેલી છે; તે વડે, મન વિષે દ્રવાવસ્થાનો અભાવ હોય તો વૃત્તિ ધારાવાહિકા હોય તથાપિ મનને દ્રવાવસ્થા પ્રાપ્ત થાય ત્યારે તે શીઘ્ર વિનાશને પામે તેવી હોય છે.

તે વૃત્તિ, દ્રવત્વ–ધારાવાહિકતા વડે પ્રયુક્ત હોય તથાપિ સર્વેશ્વર ભગવાનને વિષય કરનારી ન હોય તો તે ભકિત કહેવાય નહિ. એમ કહેલું છે.

તેનું જ સ્પષ્ટીકરણ કરવા, '**चित्तद्रव्यं**' ઇત્યાદિ વાક્યાર્થવડે ચિત્તની ચેષ્ટાનું નિરૂપણ કરે છે—

**चित्तद्रव्यं हि जतुवत् स्वभावात् कठिनात्मकम्।**
**तापकैर्विषयैर्योगे द्रवत्वं प्रतिपद्यते ॥४॥**

**અ૦** નિશ્ચે, ચિત્તરૂપી દ્રવ્ય, લાખની પેઠે સ્વભાવથી **અર્થાત્** પોતાના સ્વરૂપથી કઠિન હોય છે; તાપ કરનારા વિષયોવડે તેનો યોગ થાય ત્યારે તે દ્રવતાને પામે છે. ૪

**વિ૦** નિશ્ચે, દહનાત્મક તાપકપદાર્થના યોગ વિના લાખની કઠિનતાની શાંતિ થતી નથી: તેને (લાખને) સૂર્યપ્રકાશ આદિનો યોગ થાય તો તેથી તે માત્ર શિથિલીભાવને પ્રાપ્ત થાય; કિન્તુ, તે દ્રવભાવને પ્રાપ્ત થાય નહિ એ વાત સર્વસિદ્ધ છે; એ રીતે, ચિત્તને પણ હવે પછી કહેવાવાના '**કામ**' આદિ વિષયસ્વરૂપ તાપક પદાર્થના સંયોગ વિના દ્રવીભાવ પ્રાપ્ત થાય નહિ.

ચિત્તને કેવળ વિષયનો સંયોગ થાય તો તેથી તો કેવળ તેને શિથિલીભાવ પ્રાપ્ત થાય **એમ** '**तापक**' પદના ગ્રહણવડે સૂચન કરેલું છે. તે **તાપક** પદાર્થોનું જ, '**काम**' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરે છે—

**कामक्रोधभयस्नेहहर्षशोकदयाऽऽदयः**
**तापकाश्चित्तजतुनस्तच्छान्तौ कठिनन्तु तत् ॥५॥**

**અ૦** કામ, ક્રોધ, ભય, સ્નેહ, હર્ષ, શોક તથા દયા આદિ પદાર્થો ચિત્તરૂપી લાખને તાપકરૂપ (ગાળનારા) હોય છે; તે શાંત થાય ત્યારે તે ચિત્ત કઠિન બની જાય છે. ૫

**વિ૦** આ દરેક પદાર્થોનાં લક્ષણ તથા ભેદોનું કથન કરાશે; જે વિષયપરત્વે **કામ** આદિ પદાર્થની અધિકતા હોય, તે વિષયપરત્વે

ચિત્તનો દ્રવીભાવ થાય છે; પુનઃ, તે ચિત્ત વિષયાન્તર વિષે સંચાર કરે ત્યારે કામ આદિ પદાર્થનો તિરોભાવ થાય એટલે કઠિનતાને પ્રાપ્ત કરે છે.

ચિત્તના દ્રવીભાવના પ્રયોજનનું, ' **द्रुते** ' ઇત્યાદિ વાક્યાર્થ વડે કથન કરે છે—

**द्रुते चित्ते विनिक्षिप्तः स्वाकारो यस्तु वस्तुना।**
**संस्कारवासनाभावभावनाशब्दभागसौ ॥६॥**

**અ૦** ચિત્ત દ્રવીભાવને પામેલ હોય ત્યારે પદાર્થનું પોતાનું જે સ્વરૂપ તે ચિત્ત વિષે વિનિક્ષિપ્ત થાય તેને સંસ્કાર, વાસના, ભાવ તથા ભાવના શબ્દવડે નિરૂપણ કરે છે. ૬

**વિ૦** કિન્તુ, તે પદાર્થના સ્વરૂપને, વિનાશને પામતા જ્ઞાનવડે ઉત્પન્ન, તાર્કિક આદિ સિદ્ધાંતવાળાઓ વડે પરિકલ્પિત આત્મગુણરૂપે નિરૂપણ કરાય નહિ. ૬

**शिथिलीभावमात्रन्तु मनो गच्छत्यतापकैः ॥**
**न तत्र वस्तु विशति वासनात्वेन किञ्चन ॥७॥**

**અ૦** અ-તાપક પદાર્થોવડે તો મન માત્ર સહજ શિથિલી ભાવને પામે છે; તે મન વિષે, કાંઈપણ વસ્તુ વાસનારૂપે પ્રવેશ કરતી નથી. ૭

**વિ૦, तु** શબ્દ ઇષત્ ( લેશમાત્ર ) અર્થમાં વાપરેલો છે; **अतापकैः**—સહજ તાપને કરનારા; સૌરાલોક-( સૂર્યપ્રકાશ )-આદિ સ્થાનીય-વિષયો સહ યોગ સતે, મનના અવયવોનું કાંઇક ઢીલાપણું થાય છે; એથી, શિથળ થયેલ લાખની પેઠે, તેવા ઢીલાપોચા મન વિષે કાંઇપણ વસ્તુ વાસના સ્વરૂપે પ્રવેશ કરતી નથી; કિન્તુ, વાસનાથી વિલક્ષણ સ્વરૂપે વાસનાભાસરૂપે જ પ્રવેશ કરે છે. ૭

ચિત્ત જ્યારે દ્રવીભાવને પામે ત્યારે તેમાં વાસના પ્રવેશ કરે; અને ચિત્ત શિથિલીભાવને પામે ત્યારે તો તે વિષે, વાસનાભાસ પ્રવેશ કરે એમ વિનિગમક વાક્યનું, ' **द्रवतायां** ' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરે છે—

**द्रवतायां प्रविष्टं सद् यत् काठिन्यदशां गतम् ।**
**चेतः पुनर्द्रुतौ सत्यामपि तन्नैव मुञ्चति ॥८॥**

**अ०** ચિત્ત દ્રવીભાવને પામેલ હોય તે દશામાં જે વસ્તુ તે વિષે પ્રવેશેલી સતી કઠિનદશાને પામે તે ( વસ્તુ ), ચિત્ત પુનઃ દ્રવીભાવને પામે તથાપિ તેને છોડે જ નહીં. ૮

**वि०**—દ્રવાવસ્થા વિષે લાખમાં પ્રવેશેલ હિંગળુ આદિનો રંગ, તે લાખ પુનઃ કઠિનતાને પામી કાષ્ટાદિ પદાર્થ સાથે સંયોગને પામે તથાપિ જેમ તેજ રંગરૂપે પ્રતિભાસે છે તેમ, તેની (લાખની) શિથિલ અવસ્થામાં પ્રવેશેલ રંગ પ્રતિભાસે નહિ; એ રીતે, ચિત્તની દ્રવાવસ્થા વિષે તેમાં જે વસ્તુ–સ્વરૂપ પ્રવેશેલ સતું, તે કાઠિન્યદશાને પામે ત્યાં પર્યંત સ્થિત હોય તે, પુનઃ દ્રવીભાવ વિના વિષયાન્તર પરત્વે ગ્રહણ કરાતું હોય તથાપિ પ્રકાશમાનતા લીધે ચિત્તવડે ત્યજાતું નથી એથી તેને **વાસના** કહે છે; અને શિથિલ અવસ્થા વિષે પ્રવેશેલ હોય તથાપિ તે કઠિનભાવને પામે ત્યાં સુધી તે વસ્તુસ્વરૂપ, સ્થિતિને પામેલ ન હોય વા, સ્થિતિને પામેલ હોય તથાપિ વિષયાન્તરને ગ્રહણ કરવા સમયે ચિત્તવડે તેનો પરિત્યાગ થાય એટલે તે વસ્તુસ્વરૂપને **વાસનાભાસ** કહે છે; એથી જ, જેના દ્રવીભાવને પામેલ ચિત્ત વિષે **ભગવદાકારતા** પ્રવેશેલ હોય તેજ, સર્વદા તે ભગવદાભારતાના પ્રકાશ વડે કૃતકૃત્ય થાય એમ કહેલું છે:—

सर्व्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥

**અ૦**—હું ચૈતન્યરૂપ પરબ્રહ્મપણાથી સર્વ પદાર્થોમાં અનુસ્યૂત છું, અને સર્વ પદાર્થો મારા પરબ્રહ્મસ્વરૂપમાં અધ્યસ્ત છે, એમ જે પુરૂષ યથાર્થ રીતે જાણે તે **ઉત્તમ ( વૈષ્ણવ )** ભક્ત કહેવાય છે.
( શ્રી. ભા. ૧૧-૨-૪૫ ).

એ રીતે, સર્વ ભૂતપ્રાણીઓને ગ્રહણ કરતી સમયે પણ દ્રવાવસ્થા વિષે પ્રવેશેલ **ભગવદ્દાકારતા** જ પ્રકાશિત હોય છે તેથી, લાખના રંગની પેઠે સર્વભૂત પરત્વે જેને **ભગવદ્ભાન** ઉપપન્ન હોય છે તે શ્રેષ્ઠ ભક્ત હોય છે, કેમકે, એ રીતનો સંસ્કાર અ-વિનાશી હોય છે; એથીજ, બ્રહ્મવેત્તા હોય તેજ આ રીતનો હોય એમ અભિપ્રાયનું નિરાકરણ થાય છે; કેમકે, તે બ્રહ્મવેત્તાને ચિત્તની દ્રવાવસ્થાની અપેક્ષા ન હોવાથી, ઉત્તમ, મધ્યમ તથા પ્રાકૃત પ્રકારના ભક્તો મધ્યે તેમની ગણના હોતી નથી; તેથી ઉલટું, અહીં તો '**सर्वभूतेषु यः पश्येत्**' એ રીતે દ્રવાવસ્થાથી પરિપુષ્ટ ચિત્તની અવસ્થા હોય ત્યારે તેને **ઉત્તમ ભક્ત** કહે છે; અને ચિત્તની સહજ દ્રવાવસ્થા હોય ત્યારે તેમાં ભાસ ઉત્પન્ન થાય તેથી તેને **મધ્યમ ભક્ત** કહે છે; કહ્યું છે:—

ईश्वरे तदधीनेषु बालिशेषु द्विषत्सु च ।
प्रेममैत्रीकृपोपेक्षा यःकरोति स **मध्यमः** ॥

**અ૦**—જે પુરૂષ ઇશ્વર ઉપર પ્રેમ, ઇશ્વરના ભક્તો સાથે મૈત્રી, મૂર્ખો ઉપર કૃપા અને શત્રુઓ ઉપર ઉપેક્ષા રાખે તે **મધ્યમ** (વૈષ્ણવ) ભક્ત કહેવાય છે કારણકે તેને એટલી પણ ભેદબુદ્ધિ રહેલી છે.
( શ્રી. ભા. ૧૧. ૨-૪૬ ).

આમ કહેલું છે કેમકે, આ રીતની ચિત્તાવસ્થાવાળાને આગળ દ્રવાવસ્થા ઉત્પન્ન થનારી હોય છે; તેથી ઉલટું, જેના ચિત્ત-વિષે દ્રવાવસ્થા પુષ્ટસ્વરૂપે, વા ઇષત્ પણ ઉત્પન્ન થયલ ન હોય, કિન્તુ પોતે તેના અર્થે ભાગવતધર્મોનું શ્રદ્ધાવડે અનુષ્ઠાન કરે તે,

ચિત્તની કઠિન અવસ્થાનો વિનાશ કરનારી સામગ્રીવડે અ-વિશિષ્ટ હોય છે એમ કહ્યું છે:—

अर्चायामेव हरये पूजां यः श्रद्धयेहते,

न तद्भक्तेषु चान्येषु स भक्तः **प्राकृतः** स्मृतः ॥

**અ૦**—જે પુરૂષ શ્રદ્ધા રાખીને મૂર્તિમાં જ ભગવાનની પૂજા **કરે** પણ ભગવાનના ભક્તોની પૂજા ન કરે અને બીજાઓની તો ન જ કરે તે પુરૂષ **પ્રાકૃત** (જેણે ભક્તિ કરવાનો આરંભ કર્યો છે તેવો વૈષ્ણવ) ભક્ત કહેવાય છે. (શ્રી. ભા. ૧૧. ૨. ૪૭)

**प्राकृतः–प्रकृतिः**—આરંભ, તે વિષે વર્તમાન; અર્થાત્ તરતમાં પ્રારંભેલ હોય ભક્તિસાધનનું અનુષ્ઠાન જેણે તે.

આજ દ્રવાવસ્થાનું **પ્રણય, અનુરાગ** તથા **સ્નેહ** આદિ શબ્દોવડે સંકીર્તન થાય છે. જેમકે:—

विसृजति हृदयं न यस्य साक्षा

द्धरिवशाभिहितोऽप्यघौघनाशः ।

**प्रणय**रशनया धृताङ्घ्रिपद्मः—

स भवति भागवतप्रधान उक्तः ।

**અ૦**—પરવશપણામાં માત્ર નામકીર્તન થાય તોપણ પાપના સમૂહને નાશ કરનાર ભગવાન **પ્રેમરૂપ** દોરીથી પોતાનું ચરણ બંધાઈ જવાને લીધે જેના હૃદયને પોતે જ મૂકે નહિ તે પુરૂષ વૈષ્ણવોમાં ઉત્તમ કહેવાય છે.

**( શ્રી. ભા. ૧૧–૨–૫૫ )**

**વિ૦—પ્રણય** તે દ્રવાવસ્થારૂપ છે અને તે જ રસના રજ્જુની પેઠે, બન્ધન–સાધનરૂપ હોય છે; કેમકે તે દ્રવાવસ્થા વિષે પ્રવેશેલ વસ્તુને પુનઃ નિર્ગમનનો અભાવ હોય છે.

દ્રવાવસ્થા વિષે પ્રવેશેલ **ભગવત્સ્વરૂપભાન** (પ્રકાશન) ત્રણ પ્રકારનું હોવાથી, **ઉત્તમ ભક્ત** પણ ત્રણ પ્રકારનો હોય છે; તેમાં

મ્હેલું (ભગવત્સ્વરૂપભાન) પ્રપંચસત્યત્વભાનસહિત ( પ્રપંચ પરત્વે સત્યપણાના ભાનયુક્ત ). હોય છે જેમકે:—

खं वायुमग्निं सलिलं महीञ्च
ज्योतींषि सत्त्वानि दिशो द्रुमादीन् ।
सरित्समुद्रांश्च हरेः शरीरम्-
यत् किञ्च भूतं प्रणमेदनन्यः ॥

**અ૦**—આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વિ, નક્ષત્રાદિક તેજ, પ્રાણિઓ, દિશાઓ, વૃક્ષાદિક, નદીઓ, સમુદ્રો અને જે કાંઈ પદાર્થ છે તે સઘળું ભગવાનનું સ્વરૂપ છે એમ ધારી અનન્ય ભાવથી તેઓને પ્રણામ કરવા. ( **શ્રી. ભા.** ૧૧-૨-૪૧ ) ઇત્યાદિ; આ વડે, પ્રાકૃત ભાગવત્તોત્તમનું ( વૈષ્ણવનું ) નિરૂપણ કરેલું છે; બીજું, ( **ભગવત્સ્વરૂપભાન** ) પ્રપંચમિથ્યાત્વભાનસહિત (પ્રપંચ-પરત્વે મિથ્યાત્વભાનયુક્ત ) હોય છે; જેમકે:—

तस्मादिदं जगदशेषमसत्स्वरूपं-
स्वप्नाभमस्तधिषणं पुरुदुःखदुःखम् ।
त्वय्येव नित्यसुखबोधतनावनन्ते
मायात उद्यदपि यत् सदिवावभाति ॥

**અ૦**—એટલા માટે આ સઘળું જગત્ કે જે આપના નિત્ય, સુખ અને ચૈતન્યમય અનંત સ્વરૂપમાં માયાથી ઉત્પન્ન થવાને લીધે અને પાછું લય પામવાને લીધે જાણે નિત્ય, સુખ અને ચૈતન્યરૂપ હોય એવું જણાય છે તે વાસ્તવિક રીતે મિથ્યારૂપ, સ્વપ્ન સરખું, પ્રતિભાસ રહિત, અને ભારે દુઃખ કરતાં પણ દુઃખરૂપ છે.

( **શ્રી. ભા.** ૧૦-૧૪-૨૨ )

આ વાક્યાર્થવડે, મધ્યમ પ્રકારના ભાગવતોત્તમનું નિરૂપણ કરેલું છે.

ત્રીજું (**ભગવત્સ્વરૂપભાન**) પ્રકાર દ્રય વડે કરીને પણ પ્રપંચ-ભાનરહિત હોય છે જેમકેઃ—

ध्यायतश्चरणाम्भोजं भावनिर्वृत्तचेतसा ।
औत्कण्ठ्याश्रुकलाक्षस्य हृद्यासीन्मे शनैर्हरिः ॥
प्रेमातिभारनिर्भिन्नपुलकाङ्गोऽतिनिर्वृतः ।
आनन्दसम्प्लवे लीनो नापश्यमुभयं मुनेऽ ॥

**અ૦**—અતિ પ્રેમના ભારથી રૂવાડાં અને શરીર જેનાં ફુલેલાં છે એવો, અતિ નિર્વૃત્તિને પામેલો અને અતિ આનંદમાં લીન થયેલો હું તેણે હે મુનિ! આત્મા અને પરમાત્માનું એકરૂપ જોયું.
( શ્રી. ભા. ૧–૬–૧૮ )

આ વાક્યાર્થે વડે, ઉત્તમ ભાગવતોત્તમનું નિરૂપણ કરેલું છે; સાધનાભ્યાસના પરિપાકવડે ઉત્તમ સ્વરૂપનો લાભ થાય છે.

ચિત્તની દ્રવાવસ્થા વિષે પ્રવેશેલ વિષય–સ્વરૂપ નાશને પામતું નથી તેથી, '**સ્થાયિ**' શબ્દ પણ ત્યાં કેવળ મુખ્યાર્થમાં વાપરેલો છે; તે શબ્દ પારિભાષિક નથી એમ '**स्थायिभावगिरा**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે—

**स्थायिभावगिराऽतोऽसौ वस्त्कारोऽभिधीयते ।**
**व्यक्तश्च रसतामेति परानन्दतया पुनः ॥**

**અ૦**—એથી આ વસ્તુસ્વરૂપનું, સ્થાયિભાવવાચક ગિરા ( વાણી ) વડે અભિધાન કરાય છે; વળી, પુનઃ તે ( સ્થાયિભાવ ) વ્યક્ત થાય ત્યારે પરમાનન્દતાવડે રસપણાને પામે છે. ૯

**વિ૦**—વિભાવ, અનુભાવ તથા વ્યભિચારી ભાવના સંયોગવડે અભિવ્યક્ત **સ્થાયિભાવ** જ સભ્ય ( પ્રેક્ષક ) તથા અભિનેય ( નાટયવસ્તુ ) પદાર્થના ભેદતિરોધાન વડે કેવળ સભ્યગત સતો,

પરમાનન્દ–સાક્ષાત્કારરૂપે **રસપણાને** પ્રાપ્ત થાય છે એવી રસ-વેત્તાઓની મર્યાદા છે.

**આચાર્યભરતે** તેમ જ કહ્યું છે:—

' विभावानुभावव्यभिचारीसंयोगाद् रसनिष्पत्तिः '

અર્થ:—વિભાવ, અનુભાવ તથા વ્યભિચારીભાવના **સંયોગથી** રસ–નિષ્પત્તિ થાય છે.

સ્થાયિભાવની રસત્વોપપત્તિ ( રસપણાની ઉપપત્તિ ) સિદ્ધ થાય તે માટે તેની ( સ્થાયિભાવની ) **પરમાનન્દરૂપતાનું**, ' **भगवान्** ' ઇત્યાદિ વાક્યાર્થવડે ઉપપાદન કરે છે—

**भगवान् परमान्दस्वरूपः स्वयमेव हि ।**
**मनोगतस्तदाकाररसतामेति पुष्कलम् ॥१०॥**

**अ०**—નિશ્ચે, શ્રી ભગવાન્ પોતે જ પરમાનન્દ સ્વરૂપ છે; તે મનોગત થતાં, પુષ્કળ રીતે તદાકારરસતાને ( રસત્વોપપત્તિ ) પામે છે. ૧૦

**वि०**—બિમ્બ હોય તેજ નિશ્ચે, ઉપાધિ–નિષ્ઠતાને લઈ પ્રતીત થતાં પ્રતીબિમ્બ કહેવાય છે: અને પરમાન્દ સ્વરૂપ શ્રી ભગવાન્ મન વિષે પ્રતિબિમ્બિત થઇ, સ્થાયિભાવપણાને પામી રસતાને ( રસપણાને ) સર્વતઃ સંપાદન કરે છે; એ રીતે ભક્તિરસનું **પરમાનન્દ રૂપપણું** નિર્વિવાદ છે; કિન્તુ, આલમ્બનવિભાવ તથા સ્થાયિભાવની ઐકયતા નિર્વિવાદ સિદ્ધ નથી; કેમકે, ઈશ્વર તથા જીવની પેઠે, બિમ્બ પ્રતિબિમ્બભાવપણાને લીધે ભેદવ્યવહાર સિદ્ધ છે.

**अव—**એ રીતે, ભગવદાકાર ( ભગવત્સ્વરૂપ) ના પરમાનન્દ-સ્વરૂપના સ્થાયિ ભાવપણાને લઈ ભક્તિરસનું પરમાનન્દરૂપપણું ભલે સિદ્ધ હો, તથાપિ કાન્તા (સ્ત્રી) આદિ વિષયોના શૃંગાર આદિ (લૌકિક) રસોને તેમ ( સ્થાયિભાવ ) ન હોવાથી, તે રસોને પરમાનન્દસ્વરૂપપણું કેમ ઘટે ? આ સંબંધમાં એથી ' **कान्ता** ' ઇત્યાદિ વાક્યાર્થવડે કહે છે—

**कान्ताऽऽदिविषयेऽप्यस्ति कारणं सुखचिद्धनम् ।**
**कार्य्याकारतया भेदेऽप्यावृतं मायया स्वतः॥११॥**

**અ૦**—કાન્તા આદિ વિષય પરત્વે પણ, સુખ, (આનંદ) ચૈતન્ય, ઘનસ્વરૂપ, (બ્રહ્મતત્ત્વ) કારણરૂપે હોય છે; કાર્યસ્વરૂપે ભેદ હોય છે તથાપિ (તે કાન્તાદિ વિષયમાં) તે (પરમાનન્દ સ્વરૂપ) માયાને લઇને ઢંકાયેલું હોય છે. ૧૧

**વિ૦—आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते आनन्देन जातानि जीवन्ति आनन्दे प्रयन्त्यभिसंविशन्ति**

અર્થઃ—નિશ્ચે, આ ભૂતપ્રાણિઓ આનન્દથી ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયલા તે આનન્દ વડે જીવે છે, આનન્દ વિષે પ્રલયને પામે છે (તૈ. ઉ. ભૃ. વલ્લી), ઇત્યાદિ શ્રુતિવડે નિશ્ચે, પરમાનન્દરૂપ એવું બ્રહ્મતત્ત્વ જગતના ઉપાદાન કારણરૂપે છે એમ પ્રતિપાદન કરેલું છે; '**जन्माद्यस्य यतः** અર્થઃ—જેથી આ જગતની ઉત્પત્તિ આદિ થાય છે' (બ્ર. સૂ. ૧-૧-૨) ઇતિ ન્યાયવડે તેજ પ્રકારે નિર્ણય કરેલો છે; વળી, મૃદ્‌થી ઘટ અભિન્ન હોય તેમ સર્વ કાર્ય, ઉપાદાન કારણથી અભિન્ન હોય છે. એમ સર્વત્ર અનુભવાય છે; વળી, '**सर्वंखल्विदं-ब्रह्म** અર્થઃ—આ સર્વ પ્રપંચ બ્રહ્મરૂપ છે' (છાં. ૩-૧૫) **इदं सर्वं-यदयमात्मा** અર્થઃ—જે આ સર્વ પ્રપંચ છે તે આ આત્મારૂપ છે' (બૃ. અ. ૪) '**सदेवसोम्येदमग्र आसीत्** અર્થઃ—હે સોમ્ય! આ સત્ તત્ત્વજ સૃષ્ટિની પૂર્વે હતું' (છાં. ૬-૨) ઇત્યાદિ શ્રુતિઓ વડે તેજ પ્રકારે પ્રતિપાદન કરેલું છે; વળી, '**तदनन्यत्वमारम्भ-णशब्दादिभ्यः** અર્થઃ—આરંભણ શબ્દાદિથી તેની અનન્યતા' (બ્રહ્મ. સૂ. ૨-૧-૧૫) એમ ન્યાયવડે નિર્ણય કરેલું છે; એમ સતે પણ, અખંડાનન્દ, અવ્યય સ્વરૂપે તે પ્રકાશતું નથી તેના કારણ-રૂપે, માયાનાં નિમિત્તરૂપ એવાં આવરણ તથા વિક્ષેપ હોય છે એમ

'**कार्य्याकारतया**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે.—

અકાર્ય્ય વસ્તુ પણ કાર્યસ્વરૂપે પ્રકાશિત ( **भानं** ) થાય તેને **विक्षेप** કહે છે; અખંડાનન્દ સ્વરૂપે સ્વતઃ અ–પ્રકાશન, ( **अभाने** ) તેને **आवरण** કહે છે; તે સંબંધમાં કહ્યું છેઃ—

ऋतेऽर्थं यत् प्रतीयेत न प्रतीयेत चात्मनि ।
तद्विद्यादात्मनो मायां यथा भासो यथा तमः ॥

**અ૦**—જે વસ્તુતાએ સત્ય ન હોય તે દેખાય, તથા જે વસ્તુતાએ સત્ય હોય તોપણ ન દેખાય તેજ મારી માયા જાણવી; જેમ આકાશમાં બે ચન્દ્ર નહિ છતાં આંખનો ઉપલો ભાગ દબાવ્યાથી બે ચન્દ્ર દેખાય છે, તેમ આ જગત્ વસ્તુતાએ સાચું નથી તોપણ સાચું જણાય છે; તથા જેમ ગ્રહોમાં રાહુ છે તોપણ તે દેખવામાં આવતો નથી, તેમ અધિષ્ઠાન ચૈતન્ય સર્વનો સાક્ષી આત્મા, વસ્તુતાએ છે તોપણ તે જણાતો નથી.

( શ્રી. ભા. ૨–૯–૩૩ )

આમ હોય તો તે પરમાનંદ રૂપપણાનું પ્રકાશન કયા પ્રકારે સિદ્ધ થાય ? આ સંબધમા એથી '**सदज्ञातं**' ઇત્યાદિ વક્યર્થવડે કહ્યું છેઃ–

**सदज्ञातञ्च तद् ब्रह्म मेयं कान्ताऽऽदिमानतः ।**
**मायावृतितिरोधाने वृत्त्या सत्त्वस्थया क्षणम् ॥१२॥**

**અ૦**—અજ્ઞાત સતું તે પરમાનન્દરૂપ બ્રહ્મતત્ત્વ, સત્ત્વનિષ્ઠ વૃત્તિવડે ક્ષણમાત્ર માયાવૃત્તિ ( માયાના આવરણ )નું તિરોધાન સતે, કાન્તા આદિ વિષયોના પ્રમાણવડે મેયસ્વરૂપ ( સિદ્ધ થવાને યોગ્ય ) થાય છે. ૧૨

**વિ૦**—નિશ્ચે, અજ્ઞાતવસ્તુનાં જ્ઞાપકપણાને લઈને જ સર્વ પ્રમા-

ણોની પ્રમાણુતા સિદ્ધ હોય છે; કેમકે તેમ નહોય તો સ્મૃતિને (સ્મરણુશક્તિ) પણ પ્રમાણુતા સિદ્ધ થાય; વળી સ્વ.-પ્રકાશતાને લઇ ભાસતું ચૈતન્ય, તેજ અજ્ઞાત સ્વરૂપ હોય છે; જડ વસ્તુને તેમ નહોય; કેમકે, તેને પ્રકાશનો અપ્રસંગ હોવાથી, તેમાં આવરણ કૃત્યનો અભાવ હોય છે; એથી કાન્તા આદિને વિષય કરનારાં પ્રમાણોની, અજ્ઞાત-જ્ઞાપકપણાને ( ન જાણેલ વસ્તુને જણવનારપણાને ) લીધે પ્રમાણુતા સિદ્ધ થાય તે અર્થ, તે તે ( વિષય )વડે અવચ્છિન્ન ચૈતન્ય, તેજ વિષયરૂપે વાચ્ય હોય છે; કેમકે, તેમ ન હોય તો તેનો અયોગ સિદ્ધ થાય; વળી તેજ પ્રકારે, પ્રમાણજનિત સાત્ત્વિક અપરોક્ષ વૃત્તિવડે આવરણનો તિરોભાવ સતે, તે (ચૈતન્ય), તે તે વિષયના અવચ્છિન્નપણાએ કરીને ભાસે છે; વસ્તુતઃ પરમાનન્દરૂપ વિષયોપાદાન-ચૈતન્યવડે અવચ્છિન્ન ચૈતન્ય સ્વરૂપનું અપ્રકાશન ( **अमानं** ) હોય છે તેથી સદ્યોમુક્તિ થતી નથી; અથવા સ્વપ્રકાશનો (ચૈતન્ય પ્રકાશનો) ભંગ થતો નથી. ૧૨

ઉપર વાક્યાર્થવડે કહ્યું તેથી શું ? આ સંબંધમાં, ' **अतः** ' ઇત્યાદિ વાક્યાર્થવડે કહે છે—

**अतस्तदाविर्भावित्वं मनसि प्रतिपद्यते ॥**
**किञ्चिन्न्यूनाञ्च रसतां याति जाड्यविमिश्रणात्॥१३**

એથી ( માયાના આવરણનું તિરોધાન થતાં ) ( કાન્તાદિ ) વિષયાવચ્છિન્ન ચૈતન્ય ( **तत्** ) મનોવૃત્તિ વિષે ( આરૂઢ થવાથી ) આવિર્ભાવને પામે છે; અને ( વિષયાદિ ) જડ વસ્તુ સાથે વિમિશ્રિત થવાથી, તે કાંઇક ન્યૂન રસતાને પામે છે. ૧૩

**વિ૦**—વિષયાવચ્છિન્ન ચૈતન્ય, તેજ દ્રવાવસ્થાને પામેલ મનો-વૃત્તિ વિષે આરૂઢ થવાથી આવિર્ભાવને પામી રસતાને પામે છે; એમ લૌકિક રસની પણ પરમાનન્દ રૂપતા અનુપપન્ન હોતી નથી; એથી જ, અનવચ્છિન્ન, ચિદાનન્દઘન, ભગવાનસ્વરૂપના સ્ફુરણથી ભક્તિ-રસ પરત્વે આનન્દની અત્યન્ત અધિકતા સિદ્ધ હોય; લૌકિક રસ

પરત્વે તો વિષયાવચ્છિન્ન ચિદાનન્દના અંશનું સ્ફુરણ હોય તેથી આનન્દની ન્યૂનતા જ સિદ્ધ હોય; તેથી ભક્તિ રસ જ, લૌકિક રસવડે અનુપેક્ષ્ય, અર્થાત્ સેવન કરવા યોગ્ય છે. ૧૩

**इति वेदान्तसिद्धान्तस्थापिनो रसतोदिता ।**
**साङ्ख्यसिद्धान्तमाश्रित्याप्यधुना प्रतिपाद्यते॥१४॥**

**અ०**—આ રીતે વેદાંત સિદ્ધાંત સ્થાપનારની રસતાનું નિરૂપણ કર્યું; હવે, સાંખ્ય સિદ્ધાંતને આશ્રિત થઇને પણ તેનું પ્રતિપાદન કરાય છે. ૧૪

**વિ०**—'**स्थायिनो रसता** અર્થઃ–સ્થાયિભાવની રસતા, એમ અનુસંગ સમજવો.

આટલું જ વ્યુત્પાદન કરવા, '**तमोरजः**' ઇત્યાદિ વાક્યાર્થવડે, સાંખ્યસિદ્ધાંતનું વ્યુત્પાદન ( વિશેષ રીતે ઉત્પાદન ) કરે છે—

**तमोरजःसत्त्वगुणा मोहदुःखसुखात्मकाः ।**
**तन्मयी प्रकृतिर्हेतुः, सर्व्वं कार्यञ्च च तन्मयम्॥१५॥**

**અ०**—તમોગુણ, રજોગુણ તથા સત્ત્વગુણ, મોહ, દુઃખ તથા સુખાત્મક હોય છે; તે ગુણોવડે યુક્ત પ્રકૃતિ=માયા, હેતુરૂપ હોય છે; અને ( જગત્ પ્રપંચરૂપ ) સર્વકાર્ય પ્રકૃતિમય હોય છે. ૧૫

**વિ०**—કેમકે નિશ્ચે, સાંખ્યસિદ્ધાંતવાળા એ રીતે નિરૂપણ કરે છે–સર્વ પદાર્થો, કેવળ સુખ, દુઃખ તથા મોહાત્મક સામાન્ય પ્રકૃતિવાળા હોય છે; કેમકે, તેમની સુખઃ દુઃખ તથા મોહ સ્વરૂપે પ્રતીતિ થાય છે; જે પદાર્થો જે સ્વરૂપે પ્રતીત થાય તે પદાર્થો, તત્સ્વરૂપ સામાન્ય પ્રકૃતિવાળા હોય છે; જેમકે ઘટ તથા શરાવ આદિ માટીના પદાર્થો, મૃદ્સ્વરૂપે પ્રતીત થતા, મૃત્સામાન્ય-પ્રકૃતિક હોય છે; તે પદાર્થો વિષે અનુસ્યૂત કારણથી ભિન્ન સામાન્ય સ્વરૂપનો અંગિ-

કાર ( **અભ્યુપગમ** ) હોતો નથી, તેથી ઘટપણા આદિવડે વ્યભિચાર થતો નથી;

વળી, આ પદાર્થો, સુખ, દુઃખ તથા મોહસ્વરૂપે પ્રતીત થાય છે તેથી તેઓ તે ( સુખાદિક રૂપ ) સામાન્ય પ્રકૃતિક હોય, એમ અનુમાન વડે, તેમની સુખ–દુઃખ–મોહાત્મક–પ્રકૃતિની સિદ્ધિ થાય છે; તેમાં જે સુખરૂપ હોય તે સત્ત્વરૂપ હોય; જે દુઃખરૂપ હોય તે રજોગુણરૂપ હોય, જે મોહવિષાદરૂપ હોય તે તમોગુણરૂપ હોય તેથી, આ રીતે પદાર્થની ત્રિગુણાત્મકસિદ્ધિ થાય છે.

વળી, પરમાણુઓવડે તથા બ્રહ્મવડે અર્થાન્તરતા સિદ્ધ થતી નથી; પરમાણુવાદ પરત્વે, કાર્ય તથા કારણનો ભેદ અંગિકાર કરેલો હોય છે એટલે, તથા પરમાણુઓ અતીન્દ્રિયરૂપ હોવાથી, કોઇ પણ કાર્યપદાર્થનો તત્સ્વરૂપે પ્રતીત થવાનો અભાવ હોય છે તેથી, તથા પરમાણુપરત્વે પ્રમાણનો અભાવ હોય છે તેથી સૃષ્ટિ આદિ સર્ગાદ્યકાલીન કાર્યોપાદાન ( સૃષ્ટિનઃ આદ્યકાલીન કાર્યોપાદાન ) સંબંધી અનુમાનનો લાઘવતર્કસહકાર ( લઘુસંખ્યા–પરાયણ–તર્ક સાથે સહકાર ) હોય એટલે તે અનુમાન એક ઉપાદાનને વિષય કરનારૂં હોવાથી, પૃથ્વી આદિનો કર્તા સંબંધી અનુમાન જેમ એક કર્તાને વિષય કરનારૂં હોય તેમ, કાર્ય કારણના અભેદનો અંગિકાર કરીએ તો પણ જગતને બ્રહ્મસ્વરૂપે પ્રતીત થવાપણું સંભવતું નથી; કેમકે બ્રહ્મતત્ત્વને, સર્વલૌકિક પ્રમાણનું અગોચરપણું હોવાનો અંગિકાર સિદ્ધ છે;

બ્રહ્મતત્ત્વ પણ સત્યસ્વરૂપે સર્વપ્રમાણગોચર હોય; તેમ જ વળી, કાર્યપ્રપંચનું બ્રહ્મસ્વરૂપે પ્રતીત હોવાપણું અવશ્ય સિદ્ધ હોય ? તો બ્રહ્મતત્ત્વ સામાન્ય તથા વિશેષપણાથી રહિત હોવાથી, તેને નાના પ્રકારના રૂપનો અસંભવ હોય એમ અકાંણ્ડ ( અપ્રાસંગિક ) તાંડવ કરવાની શું જરૂર ? એમ સાંખ્ય સંખ્યાવાળાઓનું અભિમાન હોય છે. ૧૫

**અવ**—સુખ; દુઃખ તથા મોહરૂપ અંદરના પદાર્થોને ઘટાદિ બહારના પદાર્થ સાથે તાદાત્મ્યતાનો અસંભવ હોય એટલે આપનો હેતુ ( કાર્યહેતુ ) અસિદ્ધ થાય ? અથવા બહારના પદાર્થો સાથે તેમની તાદાત્મ્યતાનો સંભવ હોય એમ માનીએ તો સર્વ્વ વસ્તુ સર્વ્વ પ્રમાતા પ્રત્યે ( ગોલાદિક ) ત્રણ સ્વરૂપે વિસ્તારને પામે ? એમ કોઈ કહે એથી તે સંબંધમાં, '**त्रिगुणात्मक**' ઇત્યાદિ વાક્યાર્થ વડે કહે છે-

**त्रिगुणात्मकमेकैकं वस्तु त्र्याकारमीक्ष्यते ।**
**निजमानससंङ्कल्पभेदेन पुरुषैस्त्रिभिः ॥१६॥**

**અ०**—ત્રિગુણાત્મક એકેક વસ્તુ, ત્રણ પુરૂષો વડે, પોતાના માનસ-સંકલ્પ-ભેદ વડે, ત્રણ સ્વરૂપે અનુભવાય છે. ૧૬

**વિ०**—આ રીતે અંદરના તથા બહારના પદાર્થની તાદાત્મ્યતાનો સંભવ હોતો નથી કેમકે, બહારના પદાર્થો જ મનઃવિષે પ્રતિબિમ્બિત થવાથી, તેમને અંદર-હોવાપણું સિદ્ધ થાય છે; વળી, આ રીતે સર્વેય ( પુરૂષો ) પ્રત્યે તુલ્ય-પ્રકાશન ( **भान** )-પ્રસંગ પ્રાપ્ત થતો નથી, કેમકે તે તે વાસનારૂપ-સહકારિ-ભેદ હોય છે. ૧૬

**અવ**—આ સિદ્ધાંતનું જ, '**कामिन्याः**' ઇતિ વાક્યાર્થ વડે ઉદાહરણ કરે છે—

**कामिन्याः सुखता भर्त्रा सपत्न्या दुःखरूपता ।**
**तदलाभात्तथाऽन्येन मोहत्वमनुभूयते ॥१७॥**

**અ०**—સ્ત્રી પોતાના ભર્તાને સુખરૂપ, પોતાની શોકયને દુઃખ-રૂપ, તેમજ તેની કામના કરનારા અન્ય પુરૂષને તે પ્રાપ્ત ન થવાથી, તે મોહપણાને અનુભવાવનારી હોય છે. ૧૭

**વિ०**—સ્ત્રીને, પોતાના ભર્તા પ્રત્યે, પોતાના સત્ત્વાંશનો જ ઉદ્રેક ( અધિકતા ) હોય છે; શોકય પ્રત્યે, રજોંઽશનો જ ઉદ્રેક,

તથા તેની કામના કરનાર અન્ય પુરૂષ, જેને તે પ્રાપ્ત ન થાય તેના પ્રત્યે, તમોંડશનો જ ઉદ્રેક હોય છે; એથી, તેમના વિષે સુખ, દુઃખ, તથા વિષાદનો ક્રમેં કરીને પ્રાદુર્ભાવ થાય છે એથી, વ્યવસ્થોપપત્તિ સિદ્ધ થાય છે; વાસનાભેદ વડે એક વસ્તુ પરત્વે પણ પ્રતીતિ (**ભાન**) ભેદ સિદ્ધ હોય છે એમ **ભટ્ટાચાર્યે** કહ્યું છે:—

" परिव्राड्कामुकशुनामेकस्यां प्रमदातनौ।

कुणपः कामिनी भक्ष्यमिति तिस्रो विकल्पना" ॥१७॥

**અ૦**—સંન્યાસી, કામી પુરૂષ તથા શ્વાન, આ ત્રણને સ્ત્રીના શરીર પ્રત્યે, શબ, કામિની, તથા ભક્ષ્ય પદાર્થ એમ ત્રણ પ્રકારેં ભિન્ન ભિન્ન કલ્પના હોય છે. ૧૭

**અવ૦**—હવે, ફલિતાર્થનું, '**एवं**' ઇતિ વાક્યાર્થવડે નિરૂપણ કરે છે—

**एवं सति सुखाकारः प्रविष्टो मानसे यदा।**
**तदा स स्थायिभावत्वं प्रतिपद्य रसो भवेत् ॥१८॥**

**અ૦**—એ રીતે હોવાથી, સુખ સ્વરૂપ જ્યારે માનસ વિષે પ્રવેશ કરે છે ત્યારે તે સ્થાયિભાવપણાને પામી રસરૂપ થાય છે. ૧૮

**વિ૦**—ક્રોધાદિ ભાવો પણ, રજોંડશ તથા તમોંડશના મિશ્રિતપણાની ઉદ્રેક-નિબન્ધનક ચિત્તદ્રુતિના ફળરૂપે હોવાથી, તે સુખમય હોય છે એમ અભિપ્રાય સિદ્ધ થાય છે; દ્રવીભાવ, સત્ત્વધર્મરૂપ હોવાથી અને તેના વિના સ્થાયિભાવનો અસંભવ હોય તેથી, અને સત્ત્વગુણ સુખરૂપ હોય તેથી, સર્વ ભાવપદાર્થો, સુખમય હોય તથાપિ તેમાં રજોંડશ તથા તમોંડશનું મિશ્રણ હોવાથી, તે ગુણોની તારતમ્યતા સમજવી; એથી, સર્વ રસો વિષે, તુલ્યસુખનો અનુભવ સિદ્ધ ન હોય; વળી, આ વિષયનું આગળ સ્પષ્ટીકરણ કરાશે. ૧૮

**અથ**—અહી, તાર્કિકકારો શંકા કરે છે કે-મન, નિત્ય, નિરવયવ, અણુના પરિમાણ જેવડું હોય એટલે સાવયવ-દૃષ્ટાંતવડે દ્રવીભાવદ્વારા, તે વિષયાકારે પરિણામ પામે એમ ઉક્તિ કેમ કરી શકાય ? નિશ્ચે, જે નિરવયવ પદાર્થ હોય તેને હ્રાસવૃદ્ધિ (ન્યૂનાધિકપણું) સંભવે નહિ; તેથી, ઉક્ત સ્થાયિભાવ-નિરૂપણ અસંગત છે ? એમ કહે તે સંબંધમાં, '**परमाण्वेकरुपन्तु**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે.—

**परमाण्वेकरूपन्तु चित्तं न विषयाकृति ।**
**इत्यादिमतमन्येषामप्रामाण्यादुपेक्षितम् ॥१९॥**

**અ૦**—ચિત્ત તો કેવળ પરમાણુ સ્વરૂપ છે એટલે તે વિષયાકારે પરિણમે નહિ ઇત્યાદિ અન્યમતો અ-પ્રમાણરૂપ હોવાથી, તેની ઉપેક્ષા કરેલી છે. ૧૯

**વિ૦**—**आदि** શબ્દથી 'મન વ્યાપક સ્વરૂપ છે' (**विभुःमनः**) એવા **પ્રભાકર** મતવાળાઓના સિદ્ધાંતને તેમજ સમનન્તર પ્રતીતિ તેજ, (તેની) ઉત્તરકાલ-જ્ઞાનકારણતાને લઈ **મન** કહેવાય એમ **સૌગત** મતવાળાઓનો સિદ્ધાંત સંગૃહીત કરેલો છે.

આ પ્રમાણે ભાવાર્થ સિદ્ધ થાય છે કેઃ-પરમાણુ આદિની પેઠે કરણ (સાધન) પણાને લઇ, ચક્ષુ આદિની પેઠે ઇન્દ્રિયપણાને લઇ, મન મધ્યમ પરિમાણરૂપં છે એમ અનુમાન કરાય છે; વળી તે, અણુરૂપ છે એવા અનુમાનને સિદ્ધ કરનારૂં કાંઇ લિંગ હોતું નથી.

વળી મન, નિત્યેન્દ્રિયરૂપે હોવાથી વ્યાપક છે એવું અનુમાન સિદ્ધ નથી; કેમકે, તેની નિત્યતાનો અભાવ હોવાથી, તે આકાશના કાર્યરૂપ શ્રોત્રને નિત્યતાનો અત્યંત અભાવ હોય છે; એથીજ, જન્ય વસ્તુના વ્યાપકપણાના અભાવથી, મન મધ્યમ પરિમાણવાળું છે એ રીતના અનુમાનનો શ્રોત્ર સાથે વ્યભિચાર સિદ્ધ થાય છે; કેમકે, જે ઇન્દ્રિય જે ગુણની ગ્રાહક હોય તે ઇન્દ્રિય, તે ગુણોવડે યુક્ત હોય

એમ વ્યાપ્તિ હોય છે; જેમ ચક્ષુઃ આદિને સ્વંગ્રાહ્ય ગુણ (રૂપ) યુક્ત ભૂતારભ્યત્વ (ભૂતપદાર્થવડે આરંભાવાપણું=ઉત્પન્ન હોવાપણું) સિધ્ધ હોય તેમ મન પણ પંચમહાભૂતના ગ્રાહકરૂપે હોવાથી, તે (મન) પંચમહાભૂતના ગુણોવડે યુક્ત હોવાનો નિર્ણય થાય છે તેથી, સ્વગ્રાહ્યગુણયુક્ત ભૂતોવડે ભૂતારભ્યપણું સિધ્ધ કરો કેમકે તેમાં વિશેષનો અભાવ હોય છે.

વળી, વિજાતીય પદાર્થોવડે ભૂતપદાર્થની અનારંભકતા થાય એવો કાંઈ વિશેષ (ભેદ) નથી; કેમકે, સુવર્ણ (સોનેરી) સૂત્રો, પટ્ટસૂત્રો (રેશમી સૂત્રો) તેમજ કાર્પાસ સૂત્રોવડે, (સૂતરનાં સૂત્રો) એમ વિજાતીય સૂત્રોવડે એક વસ્ત્ર (પટ) તૈયાર થાય છે એમ અનુભવ સિદ્ધ હોય છે; તેમાં પણ અવયવી દ્રવ્યનો અનંગિકાર કરીએ તો, બીજે સ્થળે પણ તેજ પ્રકારે અનંગિકારનો સંભવ થાય તેથી, અવયવી દ્રવ્યને જલાંજલિ આપ્યાનો પ્રસંગ આવે; તેથી, મન, અપંચીકૃત પંચમહાભૂતવડે આરંભાવાવાને (ઉત્પન્ન થવાને) યોગ્ય સત્ત્વપ્રધાન, સંકોચ તથા વિકાસશાળી સ્વચ્છ દ્રવ્યરૂપ, અને ચક્ષુની પેઠે મૂર્ત્તદ્રવ્યના અભિઘાતને (પ્રહાર) યોગ્ય દેહના પરિણામ જેવડું હોય એમ અંગિકાર કરવો યોગ્ય છે; સિદ્ધાત વિષે, દુઃખ, ઇચ્છા તથા જ્ઞાન આદિ પદાર્થોને મનનું આશ્રયપણું હોવાનું અંગિકારેલું હોય છે તેથી, તેમજ તે દુઃખાદિ, સર્વ શરીરો વિષે વ્યાપ્ત હોવાનું ઉપલબ્ધ હોય છે તેથી, તેમજ તે દુઃખાદિનું આશ્રયભૂત મન પણ સર્વ શરીરો વિષે વ્યાપ્ત હોય છે તેથી, તે મન અણુરૂપે ન હોય તો એકકાળે સર્વ ઇન્દ્રિયો સાથે સંબંધ સંભવે તેથી એકકાળે નાના પ્રકારના જ્ઞાનની ઉત્પત્તિનો પ્રસંગ આવે તેનું શું ?

આ રીતની શંકા યુક્ત નથી; એક ઇન્દ્રિયવડે એકદા (એક કાળે) એકજ પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન થાય એવો નિયમ તો આપણ બન્નેના મતને સામાન્ય છે; કેમકે તેમ નહોય તો શું યુગપત (એકકાળે)

એ ચાક્ષુષજ્ઞાનની ઉત્પત્તિ ન થાય? નાના પ્રકારની ઇન્દ્રિયોવડે ઉત્પન્ન થતાં જ્ઞાનોની યુગપત્ ઉત્પત્તિ થાય એ વાત તો મોટી જલેબી (**શષ્કુલી**) ખાનારને સિદ્ધ હોય કેમકે, તેને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધનો એકકાળે અનુભવ થાય છે; સુષુપ્તિ વિષે અન્યથા અનુપપત્ત્યા અર્થાત્ તેજ યુક્તિવડે, ત્વચા તથા મનના સંયોગવડે ઉત્પન્ન થતું જ્ઞાન અંહી તને કારણરૂપે અંગિકૃત છે તેથી, રસનાવચ્છિન્ન (જીભવડે અવચ્છિન્ન) ત્વચા તથા મનવડે સંયુક્ત ગોળના રસ તથા સ્પર્શનો યુગપત્ અનુભવ તને પણ દુર્નિવાર્ય છે; તેથી અમોએ અંગિકૃત કરેલ, શ્રુતિસ્મૃતિ તથા ન્યાયસિદ્ધ મનપ્રકાર પરત્વે કાંઈ વિમતિ (વિરોધ) સિદ્ધ થતી નથી; સમનન્તર-પ્રત્યય તો અત્યંત નિર્યુક્તિક હોવાથી ઉપેક્ષિત હોય છે; આ વિષયના વિસ્તાર સંબંધમાં, અમારા વેદાન્તકલ્પલતા નામના ગ્રન્થનું અનુસંધાન કરવું.

**અવ**૦—એથી, નિર્મળ, સાવયવ મનના, દર્પણ આદિ પદાર્થની પેરે વિષયાકારને-ગ્રહણ-કરવાપણાનું વેદાન્ત શાસ્ત્રમાં તથા સાઙ્ખ્યશાસ્ત્રમાં જે નિરૂપણ કરેલું તે પ્રમાણસિદ્ધ હોવાથી, તે વેદાન્ત વિષયમાં કેવળ સમીચીન છે એમ, '**गृह्णाति**' ઇતિ વાક્યાર્થવડે કથન કરે છે—

**गृह्णाति विषयाकारं मनो विषययोगतः ।**
**इति वेदान्तिभिः सांङ्ख्यैरपि सम्यङ् निरूपितम् २०**

**અ૦**—વિષયના સંબંધથી મન વિષયાકારને ગૃહણ કરે છે એમ વેદાન્તિઓ તથા સાંખ્યમતવાળાઓ વડે સુંદર રીતે નિરૂપણ કરેલું છે. ૨૦

**વિ૦**—જો કે, સાંઙ્ખ્ય મત પ્રમાણે મન અહંકારિક હોય છે, અને બ્રહ્મવાદિઓના મતમાં તો મન ભૌતિક સ્વરૂપ હોય છે, એમ બેઉ વચ્ચે મહાન્ ભેદ હોય છે તથાપિ, મનનું વિષયાકારને-ગ્રહણ-

કરવાપણું સામાન્ય હોવાથી, તુલ્ય હોય તેમ બન્ને મતનો ઉપન્યાસ કરેલો છે.

**અવ૦**—દ્રવીભાવપૂર્વક, ચિત્તનું વિષયાકારને પ્રાપ્ત થવું એમ કહ્યું તે સંબંધમાં અહીં, '**मूषासिक्तं**' ઇતિ વાક્યાર્થવડે શ્રી ભાષ્યકારના વચનનું ઉદાહરણ કરે છે—

**मूषासिक्तं यथा ताम्रं तन्निभं जायते तथा ।**
**घटादि व्याप्नुवच्चित्तं तन्निभं जायते ध्रुवम् ॥२१॥**

**અ૦**—બિબામાં રેડેલું તાંબું જેમ બિબાકાર થાય તેમ, ઘટાદિ પદાર્થ વિષે વ્યાપ્ત થનારૂં ચિત્ત તે પદાર્થના જેવું થાય છે. ૨૧

**वि०**—પુટકપાક-યંત્રમાં (**मूषायां**) તદ્દ્વારા દ્રવીભૂત ત્રાંબાનો રસ, યન્ત્રપ્રતિમા આદિ આકારે ઘટાવેલા મૃદ્ આદિ રચના વિશેષમાં (**संस्थानविशेषे**) સિંચવામાં આવતાં તદુદરસ્થ (તેના ઉદરમાં રહેલ) સંસ્થાનસ્વરૂપને પામે છે કેમકે તે દ્રવીભાવને પામેલો હોય છે; એ રીતે, રાગદ્વેષ આદિ વડે દ્રવીભૂત ચિત્ત, ચક્ષુઃઆદિદ્વારા જ્યાં સિંચાય (વ્યાપ્ત થાય) ત્યાં તે પોતે પણ તે વિષયાકાર થઈ જાય છે એમ કારિકાનો અર્થ છે. ૨૧

**અવ૦**--જો કે, આ વાક્યમાં દ્રવીભાવની સામાન્ય રીતે ઉક્તિ કરેલી છે, તથાપિ અનુભવ–બળથી. તેની (દ્રવીભાવની) રાગદ્વેષાદિ વિષય પરત્વે વ્યવસ્થા કરાય છે; તે રાગદ્વેષનો અભાવ હોય તો તે ચિત્ત, કેવળ શિથિલીભાવને પામે છે એમ નીચે ઉક્તિ કરેલી છે;

'મન, વિષયાકાર થાય છે કેમકે, તે વિષયગત આવરણને નિવૃત્ત કરનાર હોય છે; સૂર્યપ્રકાશની પેઠે;' આ રીતનું અનુમાનપ્રમાણ સિદ્ધ છે તે સંબંધમાં, '**व्यञ्जकः**' ઇતિ વાક્યાર્થ વડે પ્રમાણોક્તિ કરે છે—

**व्यञ्जको वा यथाऽलोको व्यङ्ग्यस्याकारता-**
**मियात् ।**
**सर्वार्थव्यञ्जकत्वाद्धीरर्थाकारा प्रदृश्यते ॥२२॥**

**अ०**—અથવા, જેમ પદાર્થનું પ્રકાશન કરનાર સૂર્યપ્રકાશ, પ્રકાસ્ય વસ્તુના સ્વરૂપને પામે તેમ બુદ્ધિ, સર્વ પદાર્થોનું પ્રકાશન કરનારી હોવાથી, તે તે વિષયાકારે અનુભવાય છે. ૨૨

**वि०**—પ્રકાશક વસ્તુ, પ્રકાસ્ય વસ્તુના સ્વરૂપને પામે નહિ તો તે પદાર્થ વિષે પ્રાપ્ત આવરણની નિવૃત્તિનું અદર્શન સિદ્ધ થાય. એમ અર્થ સિદ્ધ થાય છે; ૨૨

**भगवत्पूज्यपादानामियमुक्तिः सयुक्तिका ।**
**तथा वार्त्तिककारैरप्ययमर्थो निरूपितः ॥२३॥**

**अ०**—ભગવત્ પૂજ્યપાદ ભાષ્યભગવાનની આ યુક્તિ સયુક્તિક છે; તે જ પ્રકારે વાર્ત્તિકકારોએ ( સુરેશ્વરાચાર્યે ) પણ આ વિષયનું નિરૂપણ કરેલું છે. ૨૩

**वि०**—'**व्यञ्जको वा**' ઇત્યાદિ વાર્ત્તિકકારોની ઉક્તિ પણ યુક્તિ તથા અનુમાનસિદ્ધ છે એમ દર્શિત કરેલું છે.

વાર્ત્તિકકારોના અન્ય વાક્યનું ઉદાહરણ કરે છેઃ—

मातुर्मात्राभिनिर्ण्त्तिर्निष्पन्नं मेयमेति च ।
मेयाभिसंङ्गतं तच्च मेयाभत्वं प्रपद्यते ॥

**अ०**—સચિત્ક ( ચૈતન્યયુક્ત ) અન્તઃ કરણમાંથી વૃત્તિજ્ઞાનની ઉત્પત્તિ થાય છે; અને તે ઉત્પન્ન થયલ વૃત્તિજ્ઞાન, ઘટાદિ મેય પદાર્થને પ્રાપ્ત થાય છે; અને તે અન્તઃકરણ ઘટાદિસંબદ્ધ સતું, મેયાકારતા ( વિષયાકારતાને ) પ્રાપ્ત થાય છે.

**વિ૦**—ચૈતન્ય તથા અ-ચૈતન્યગ્રન્થિરૂપ સ-ચિત્ક ( ચૈતન્ય-યુક્ત ) અન્તઃકરણમાંથી ( **मातुः** ) દ્રવીભાવપૂર્વક માતૃશબ્દવાચ્ય, વૃત્તિજ્ઞાનાખ્ય પરિમાણ-વિશેષની ઉત્પત્તિ ( **अभिनिष्पत्तिः** ) થાય છે; અને તે પરિમાણ-વિશેષ-સ્વરૂપ-જ્ઞાન નિષ્પન્ન સતું, ચક્ષુઃ આદિ-દ્વારા ઘટાદિ વિષયપર્યંત, શરીરાવચ્છિન્ન અન્તઃકરણનો ત્યાગ કર્યા વિના જ કુલ્યાજળ ( નહેર: ધોરીયા )ની પેઠે વ્યાપ્ત થાય છે; વળી, ત્યાંથી ઘટાદિ વિષય સાથે સંબદ્ધ સતું વિષયાકારતાને પામે છે; અને ત્યાંથી, ત્યાં ચૈતન્યની અભિવ્યક્તિવડે ઘટાદિવિષયનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

અમે વળી, આ સર્વપ્રક્રિયાને **સિદ્ધાન્તબિન્દુ** નામના ગ્રન્થ વિષે, વિસ્તારવડે પ્રતિપાદન કરેલી છે: ગ્રન્થગૌરવનાના (ગ્રન્થના ભારે-પણાના) ભયથી તેનું અહીં ઉદાહરણ કરતા નથી. ૨૩

**અવ૦**—પંચદશીમાં **વિદ્યારણ્ય મુનિ**એ પણ આ જ અર્થને દર્શાવેલો છે તેનું, ઉપસંહાર-મિષે ' **अतः** ' ઇતિ વાક્યાર્થ વડે કથન કરે છે.—

**अतो मांसमयी योषित् काचिदन्या मनोमयी ।**
**मांसमय्या अभेदेऽपि भिद्यतेऽत्र मनोमयी ॥२४॥**

**અ૦**—એથી કોઈ એક માંસમયી સ્ત્રી હોય; મનોમય સ્વરૂપે અન્ય હોય; માંસમય સ્વરૂપે અભેદ હોય તથાપિ અહીં, મનોમય સ્વરૂપે ભેદ હોય છે. ૨૪

**અવ૦**—સર્વસિદ્ધભેદપ્રતીતિનું જ, ' **भार्या** ' ઇતિ વાક્યાર્થવડે ઉદાહરણ કરે છે—

**भार्या स्नुषा ननान्दा च याता मातेत्यनेकधा ।**
**जामाता श्वशुरः पुत्रः पितेत्यादि पुमानपि**
**( भिद्यते ) ॥२५॥**

**અ૦**—ભાર્યા, પુત્રવધૂ, નણંદ, જેઠાણી, માતા ઇત્યાદિ અનેક પ્રકારે એકજ સ્ત્રી, તેમજ જમાઈ, સસરો, પુત્ર, પિતા ઇત્યાદિ સ્વરૂપે એકજ પુરૂષ, મનોમય સ્વરૂપેં ભેદને પ્રાપ્ત થાય છે. ૨૫

**वि०—भिद्यते** એમપદ આ વાક્ય સાથે જોડવું.

**अव०**—એક તથા અનેકપણારૂપ વૈધર્મ્યની ઉક્તિ કરી, તેજ માંસશરીરના વિનાશિપણા તણા અવિનાશીપણારૂપ વૈધર્મ્યાન્તરનું, '**बाह्यपिण्डस्य**' ઇતિ વાક્યાર્થ વડે કથન કરે છે—

**बाह्यपिण्डस्य नाशेऽपि तिष्ठत्येव मनोमयः ।**
**अतः स्थायीति विद्वद्भिरयमेव निरूपितः ॥२६॥**

**अ०**—બાહ્યપિંડનો નાશ થાય તથાપિ, મનોમય ભાવના અવશ્ય સ્થિર રહે છે. એથી, આ મનોભાવનું, વિદ્વાન્ પુરૂષો સ્થાયિભાવરૂપે નિરૂપણ કરે છે. ૨૬

**वि०—अपि** શબ્દથી બાહ્ય વસ્તુને દેશ તથા કાળ આદિવડે વ્યવધાન (અન્તરાય) હોય તથાપિ મનોમય ભાવના તો અવશ્ય અવ્યવહિત હોય છે. ૨૬

**एवं स्वभावतो भावस्वरूपमुपवर्णितम् ।**
**विशेषेण तु सर्व्वेषां लक्षणं वक्ष्यते पृथक् ॥२७॥**

**अ०**—એ રીતે, ભાવ ( વિષય ) સ્વરૂપનું સ્વભાવતઃ=સ્વરૂપતઃ ઉપવર્ણન કર્યું; સર્વ ભાવપદાર્થના લક્ષણનું વિશેષ રીતે નિરૂપણ પૃથક્ રીતે કરાશે. ૨૭

**वि०**—મનોમય વિષયાકાર તેજ અવિનાશી હોવાથી, સ્થાયિરૂપ છે એમ કહેલું છે; વળી, તેના રતિ, હાસ આદિરૂપ ભેદનું તથા તથા તેના લક્ષણનું, હવે પછીના ઉલ્લાસમાં નિરૂપણ કરાશે.

તાત્પર્યઃ—દ્રવીભૂત ચિત્ત વિષે પ્રવેશેલ વિષયાકાર, અવિનાશી હોવાથી સ્થાયીરૂપ હોય છે એમ ભાવાર્થ સિદ્ધ છે. ૨૭

**भगवन्तं विभुं नित्यं पूर्णं बोधसुखात्मकम् ।**
**यद् गृह्णाति द्रुतं चित्तं किमन्यदवशिष्यते ॥२८॥**

**અ૦**—દ્રવીભૂત ચિત્ત, વ્યાપક, નિત્ય, પૂર્ણ, તથા જ્ઞાનાનન્દ સ્વરૂપ એવા શ્રી ભગવાનના સ્વરૂપને ગૃહણ કરે તો પછી તેવા પુરૂષને શું કાંઈ (વસ્તુ) અવશિષ્ટ રહે? અર્થાત્ તે કૃતકૃત્ય થાય છે. ૨૮

**वि०**—**विभुम्** ઇતિ પદાર્થવડે સર્વદેશવ્યાપકતા, '**नित्यं**' ઇતિ પદાર્થવડે, સર્વકાળવ્યાપકતા '**पूर्णं**' ઇતિ પદાર્થવડે, અદ્વિતીયતાને લઈ સર્વ દ્વૈતપ્રમા (જ્ઞાન)ની અધિષ્ઠાનતા, '**बोधसुखात्मकं**' ઇતિ પદાર્થવડે, નિરતિશય પુરૂષાર્થતા દર્શાવેલી છે.

આ રીતના મનોગત ભગવત્સ્વરૂપવડે, અનાદિકાળ ચિત્તે પ્રવેશેલ અસંખ્ય વિષયાકારનું કોળીગો–કરી–જવાપણું (**कवलीकरणं**) સિદ્ધ થાય છે: તેથી, કેવળ **ભગવત્સ્વરૂપના** સ્ફુરણને લીધે તે કૃતકૃત્ય થાય છે. ૨૮

**अव०**—તેમાં દૃઢ પ્રયત્ન કરાય તે અર્થે, દ્રવીભાવના પૂર્વોક્ત પ્રયોજનનું જ, '**कठिना**' ઇતિવાક્યાર્થવડે સ્મરણ કરાવે છે—

**कठिना शिथिला वा धीर्न गृह्णाति न वास्यते ।**
**उपेक्षाज्ञानमित्याहुस्तद्बुधा प्रस्तरादिषु ॥२९॥**

**અ૦**—કઠિન અથવા શિથિલ બુદ્ધિ, ભગવત્સ્વરૂપને ગૃહણ કરતી નથી, તથા તે વાસિત થતી નથી અર્થાત્ તેમાં સંસ્કાર ઉત્પન્ન થતા નથી; એથી પંડિત પુરૂષો, પાષાણ આદિ પદાર્થ પરત્વે જેમ ઉપેક્ષાજ્ઞાન સિદ્ધ હોય તેમ તેને **ઉપેક્ષાજ્ઞાન** (અર્થાત્ સંસ્કારને ઉત્પન્ન કરે નહિ તેવું) કહે છે. ૨૯

**वि०**—કઠણ બુદ્ધિ તે ભગવત્સ્વરૂપને અવશ્ય ગૃહણ કરી શકતી નથી; તેથી ઉલટું, શિથિલ બુદ્ધિ તેનું ગૃહણ કરે

તથાપિ દ્રવીભાવના અભાવે તેમાં સંસ્કારવાસના ઉત્પન્ન થતી નથી એમ પૂર્વે કહેલું જ છે; દ્રવીભાવ, કઠિનતા, ઈષિતદ્રવતા=શિથિલતા, આ ત્રણ પ્રકારની ચિત્તની અવસ્થાઓ છે; વળી, તે દ્રવાવસ્થાના કાર્યભૂત સાત્ત્વિક ગુણોથી સિદ્ધ થાય છે એમ નિર્ણય કરવો યોગ્ય છે; અને તે સાત્ત્વિક ગુણો વળી નીચે પ્રમાણે હોય છે:—

स्तम्भः स्वेदोऽथ रोमाञ्चः स्वरभङ्गोऽथ वेपथुः ।

वैवर्ण्यमश्रुप्रलय इत्यष्टौ सात्त्विका गुणाः ॥

**અ૦**—સ્તંભન થવું, પરસેવો થવો, રોમાંચ થવાં, સ્વરભંગ થવો કંપ થવો, વિ-વર્ણતા થવી, આંસુ પાડવાં, તથા પ્રલયભાવ ( ચિત્તનું પીગળવું ) આ આઠ સાત્ત્વિક ગુણો છે.

આમ અભિપ્રાય સિદ્ધ છે તેથી, ભગવદ્‌વિષય પરત્વે, ચિત્તની કઠિનતાની નિન્દોક્તિ કરે છે:—

तदश्मसारं हृदयं बतेदं यद् गृह्यमाणैर्हरिनामधेयैः ।

न विक्रियेताथ यदा विकारो नेत्रे जलं गात्ररुहेषु हर्षः ॥

**અ૦**—ગ્રહણ કરેલ હરિભગવાનના નામથી જેનાં નેત્રમાં આંસુ ન આવે તથા અંગમાં રૂવાંડાં ઉભાં ન થાય તેવું હૃદય પાષણ સરખું સમજવું. ( શ્રી. ભા. ૨-૩-૨૪ )

कथं विना रोमहर्षं द्रवता चेतसा विना ।

विनाऽऽनन्दाश्रुकलया शुध्येद्भक्त्या विनाऽऽशयः ॥

**અ૦**—શરીરમાં રૂવાડાં ઉભાં થયા વિના, ચિત્ત પીગળી જવા વિના અને આનન્દનાં આંસુનાં ટીપાં પાડયા વિના ભક્તિ શી રીતે જણાયે ? અને ભક્તિ વિના અંતઃકરણ શી રીતે શુદ્ધ થાય ?

( શ્રી. ભા. ૧૧-૧૪-૨૩ )

**વિં૦**—વળી, દ્રવીભાવને પ્રાપ્ત થના ચિત્ત વિના ભક્તિ શી રીતે સિદ્ધ થાય ? અને શરીરમાં રૂવાડાં ઉભાં થયા વિના, તથા

આનન્દનાં આસુનાં ટીપાં પાડયાં વિના ચિત્ત શી રીતે દ્રવીભાવને પામે? આંસુ તથા પુલક (રોમાંચ)નું કથન કરેલું છે તે વડે સ્તબ્ધતા, તથા સ્વેદાદિ લક્ષણનું ઉપલક્ષણ થાય છે.

દ્રવપણાના અભાવે ચિત્તવિષે સંસ્કારવાસના ઉત્પન્ન ન થાય એથી પંડિત પુરૂષો કામ તથા ક્રોધ આદિવડે દ્રવભાવને ન પામેલ પાષાણ આદિની પ્રતિમતા અર્થાત્ તુલ્યતાવડે જે જ્ઞાન થાય છે તેને **ઉપેક્ષાજ્ઞાન** અર્થાત્ સંસ્કારનું અજનક (જન્મ ન આપે તેવું) હોવાનું કહે છે.

વળી **ન્યાયવાર્ત્તિકકારોએ (ઉદ્યોત્તકરાચાર્યે)** પણ તેજ પ્રકારે કહ્યું છે કેઃ—

'જે સુખના સાધનરૂપ ન હોય, દુઃખના સાધનરૂપ ન હોય તેની અવશ્ય ઉપેક્ષા કરવી યોગ્ય છે' એમ સુખસાધન પરત્વે વિષય રાગ હોય તે સંસ્કારજનક હોય, અને દુઃખસાધન પરત્વે દ્વેષ હોય તે સંસ્કારજનક હોય; તેમજ તે રાગદ્વેષ એઉનો અભાવ હોય તો કાંઇ પણ સંસ્કાર ઉત્પન્ન થતો નથી.

નિશ્ચે, સર્વશાસ્ત્રનો એટલો જ રહસ્યભૂત અર્થ હોય છે કે વિષયાકારતાના નિષેધપૂર્વક ચિત્તની **ભગવદાકારતા** સંપાદન કરવી; કેમકે સર્વશાસ્ત્રોનું આ સિદ્ધાંતમાં જ પ્રવૃત્તિભેદે કરીને પર્યવસાન હોવાનું સિદ્ધ હોય છે.

**અવ૦**—અનાદિકાળ વિષે દ્રવભાવને પામેલ ચિત્તવિષે પ્રવેશેલ તે તે ઇષ્ટ તથા અનિષ્ટ વિષયકોટિ વડે ચિત્તની સંકીર્ણતા, (મિશ્રિતપણું) શીતતા જ જેમ જળની સ્વરૂપભૂત હોય, ઉષ્ણતા જ જેમ દહનકર્મની સ્વરૂપભૂત હોય, સંચાર કરવાપણું જ જેમ પવનનું સ્વરૂપભૂત હોય, તેમ સ્વરૂપ (**સ્વભાવ**) ભૂત હોય છે તેથી, તે સ્વરૂપનો નાશ થયા વિના તે ધર્મી પદાર્થ (સ્વરૂપયુક્ત વસ્તુ) સતે વા ન સતે અર્થાત્ તે હોય કે ન હોય તથાપિ સંકીર્ણતા શી રીતે નિવૃત્ત થાય? આ સંબંધમાં, '**કાઠિન્યં**' ઇતિવાકયાર્થવડે નિરૂપણ કરે છે—

**काठिन्यं विषये कुर्य्याद् द्रवत्वं भगवत्पदे ।**
**उपायैः शास्त्रनिर्दिष्टैरनुक्षणमतो बुधः ॥३०॥**

**અ०**—એથી પંડિત પુરૂષે વિષય પરત્વે ચિત્તને કઠિન કરવું; **ભગવત્પદ** પરત્વે તેને શાસ્ત્રનિર્દિષ્ટ ઉપાયોવડે પ્રત્યેક ક્ષણે દ્રવીભૂત કરવું. ૩૦

**વિ૦**—નિશ્ચે, **વિષયાકારતા** એ ચિત્તની સ્વરૂપભૂત હોતી નથી; કેમકે તે આગન્તુક કારણવડે જન્ય હોય છે; તેજ પ્રકારે કહ્યું છે કેઃ—

જાગરણ અવસ્થામાં, ઇન્દ્રિયનો સંન્નિકર્ષ આદિ, ચિત્તની સ્થૂલ વિષયાકારતાના કારણરૂપે હોય છે; સ્વપ્નાવસ્થામાં, મનોગત વાસના હોય તે, ચિત્તની સૂક્ષ્મવિષયાકારતાના કારણરૂપે હોય છે; અને તે ઉભયના અભાવે તો, સુષુપ્તિ અવસ્થાની પેઠે, ચિત્ત નિર્વિષયક હોય છે; સુષુપ્તિ અવસ્થામાં, ચિત્તની નિર્વિષયકતાને **ચિત્તલય** કહે છે; **ભગવાન્ સૂત્રકારે** જ આ પ્રમાણે પ્રદર્શિત કરેલું છેઃ—

" तदापीतेः संसारव्यपदेशात् ( બ્ર. સૂ. ૪-૨-૮ )

અર્થઃ-તે મનના લયના પૂર્વકાળમાં સંસારનો વ્યપદેશ સિદ્ધ હોય છે;' વળી, પુનઃ ઉત્થાન કરે ત્યારે જાગૃત અવસ્થામાં સંસાર વ્યપદેશ ( કથન )નું હોવાપણું સિદ્ધ હોય તેથી સુષુપ્તિ અવસ્થામાં પણ મનોલય સિદ્ધ હોતો નથી; વળી, વિવરણકારો (પંચપાદિકા ઉપર **પ્રકાશાત્મશ્રીચરણજી**નું વિવરણ છે.) " **केयं सूक्ष्मता नाम** અર્થઃ-ખરેખર આ સૂક્ષ્મતા તે કયી' ઇત્યાદિ પદાર્થવડે, **મનોલય**નું કથન કરે છે તે પરમતખંડનના અભિપ્રાયવડે હોય છે; કિન્તુ તે કથન, સ્વ-મતાનુસાર સિદ્ધ નથી કેમકે, તેથી સૂત્રવિરોધ પ્રાપ્ત થાય છે. ૩૦

**ભગવદાકારતા** તે તો ચિત્તનું સ્વાભાવિક સ્વરૂપ હોય છે; કેમકે, તે ભગવદાકારતાની કારણીભૂત, સૂક્ષ્મકારણરૂપ, અનિર્વચનીય, વિચિત્ર, અનેક શક્તિવાળી માયાના અધિષ્ટાનરૂપ, વ્યાપક, સર્વાન્તરયામી,

પરમાત્મા ભગવાન્ સર્વત્ર અનુસ્યૂત હોય છે; જેમ ઘટની જલાદિ-પૂર્ણતા કારણ-સાધ્યા હોય અને તે ઘટની આકાશપૂર્ણતા તો સ્વતઃ સિદ્ધ હોય કેમકે તે (આકાશ-પૂર્ણતા) સર્વવ્યાપક હોય છે તેમ ચિત્તની **ભગવદાકારતા** સ્વતઃ સિદ્ધ હોય છે; **વાર્તિકકારોએ** પણ તેજ પ્રકારે કહ્યું છેઃ—

वियध्वस्तुस्वभावानुरोधादेव न कारकात् ।
वियत्संम्पूर्णतोत्पत्तौ कुम्भस्येव दशा धियाम् ॥
घटदुःखादिरूपत्वं धियां धर्म्मादिहेतुतः ।
स्वतःसिद्धाऽऽत्मसम्बोधव्याप्तिर्वस्त्वनुरोधतः ॥

**અ૦**—વસ્તુસ્વરૂપના અનુરોધ (**અનુસરણ**) થી જ આકાશનું સ્વરૂપ સિદ્ધ હોય છે; કારક (ક્રિયાજનક) વસ્તુના લીધે તેમ હોતું નથી; આકાશપૂર્ણતાની ઉત્પત્તિ પરત્વે, કુંભની પેઠે બુદ્ધિની દશા હોય છે; બુદ્ધિના ધર્માદિ હેતુથી ઘટદુઃખાદિરૂપતા સિદ્ધ હોય છે; વસ્તુના અનુરોધથી, આત્મજ્ઞાનની વ્યાપ્તિ સ્વતઃ સિદ્ધ હોય છે.

એમ ચિત્તની **ભગવદાકારતા** સ્વતઃસિદ્ધ હોવાથી, હેતુની અન-પેક્ષા સિદ્ધ થતાં શાસ્ત્રનો ઉપયોગ પ્રાપ્ત થાય તેનું શું? ચિત્તની અન્યાકારતાની વિરોધી **ભગવદાકારતા** સંપાદન કરવી તે યોગ્ય છે એમ તું જાણ; નિશ્ચે, ચિત્તની જે સ્વાભાવિક (સ્વતઃ સિદ્ધ) **ભગવ-દાકારતા** તે વિષયાકારતાની સાથે સહચાર કરનાર હોય છે તેથી તથા તે વિષયાકારતાને સિદ્ધ કરનાર હોવાથી તેની વિરોધી હોતી નથી; જે **ભગવદાકારતા** શાસ્ત્રજન્ય હોય તે તો સાધનનો ઉપક્રમ કરતાં જે પરોક્ષ સ્વરૂપે ભાસતી તે અભ્યાસક્રમે વિષયાકારતાને ધીમે ધીમે તિરોહિત કરતી, સાધન-પરિપાકવડે અપરોક્ષતાને પ્રાપ્ત સતી, તેને (વિષયાકારતાને) સમૂળગી હણી નાંખે છે; એથી જ કહ્યું છેઃ—

यर्ह्यब्जनाभचरणैषणयोरुभक्त्या

चेतोमलानि विधमेद् गुणकर्म्मजानि ।
तस्मिन् विशुद्ध उपलभ्यत आत्मतत्त्वं–
साक्षाद् यथाऽमलदृशोः सवितुः प्रकाशः ॥

( श्री. भा. ११-३-४० )

यथाऽग्निना हेम मलं जहाति
ध्मातं पुनः सम्भजते च रूपम् ।
आत्मा च कर्म्मानुशयं विधूय
मद्भक्तियोगेन भजत्यथो माम् ॥
यथा यथाऽऽत्मा परिमृज्यतेऽसौ
मत्पुण्यगाथाश्रवणाभिधानैः ।
तथा तथा पश्यति वस्तु सूक्ष्मं–
चक्षुर्यथैवाञ्जनसम्प्रयुक्तम् ॥
विषयान्ध्यायतश्चित्तं विषयेषु विषज्जते ।
मामेव स्मरतश्चित्तं मय्येव प्रविलीयते ॥
तस्मादसदभिध्यानं यथा स्वप्नमनोरथम् ।
हित्वा मयि समाधत्स्व मनोमद्भावभावितम् ॥

(श्री. भा. ११. १४. २५-२८)

एतावान् योग आदिष्टो मच्छिष्यैः सनकादिभिः ।
सर्व्वतो मन आकृष्य मय्यद्धाऽऽवेश्यते यथा ॥

( श्री. भा. ११-१३-१४ )

**अ०**—( धन, पुत्र अने प्रतिष्ठा आदिनी ઇચ્છા છોડી દઇને ) કેવળ ભગવાનના ચરણની જ ઇચ્છા રાખવાને લીધે થએલ ભક્તિથી

જ્યારે ચિત્તની અવિદ્યા અને ગુણકર્માદિકથી થયલા તેના સંસારરૂપ મેલ ધોવાઇ જાય, ત્યારે ચિત્તશુદ્ધિ થતાં આત્માનું તત્ત્વ અપરોક્ષ અનુભવવામાં આવે છે; જેમ સૂર્યનો પ્રકાશ સ્વતઃસિદ્ધ છતાં પણ દૃષ્ટિ નિર્મળ થાય ત્યારે અનુભવવામાં આવે છે તેમ આત્મા સ્વતઃ સિદ્ધ છતાં પણ ચિત્ત નિર્મળ થાય ત્યારે અનુભવમાં આવે છે. ( આ પ્રમાણે અપરોક્ષ જ્ઞાન થાય ત્યારે જ સંસારની અત્યન્ત નિવૃત્તિ થાય છે. )

જેમ સોનું અગ્નિમાં તપાવવાથી જ પોતાની અંદરના મેલનો ત્યાગ કરે છે અને પાછું પોતાના સ્વરૂપને પામે છે, તેમ ચિત્ત પણ મારી ભક્તિના યોગથી જ પોતાની કર્મવાસનાઓનો ત્યાગ કરે છે અને પાછું હું-રૂપ થઈ જાય છે.

મારી પવિત્ર કથાનાં શ્રવણ અને વર્ણનોથી જેમ જેમ ચિત્ત સ્વચ્છ થતું આવે તેમ તેમ સૂક્ષ્મ વસ્તુરૂપ પરબ્રહ્મ તેના જોવામાં આવે છે; નેત્ર જેમ જેમ અંજનથી ચોખ્ખું થતું આવે તેમ તેમ ઝીણી વસ્તુ જોવામાં આવે છે. જે આત્મજ્ઞાનથી મુક્તિ થાય તે આત્મજ્ઞાન મારી ભક્તિ વિના થતું નથી.

ચિત્ત હું-રૂપ થઈ જાય એજ જ્ઞાન કહેવાય છે, અને તેવું જ્ઞાન મને ભજનાર પુરૂષને પોતાની મેળે જ પ્રાપ્ત થાય છે; બીજા કશા યત્નની અપેક્ષા રાખતું નથી; જેમ વિષયોનું ધ્યાન કરનારનું ચિત્ત વિષયોમાંજ લાગ્યું રહે છે, તેમ મારૂં સ્મરણ કરનારનું ચિત્ત મારામાં જ લાગ્યું રહે છે.

બીજાં સાધનો અને બીજાં ફળો સ્વપ્ન અને મનોરથની પેઠે, માત્ર ખોટી કલ્પનારૂપ છે; એટલા માટે તેઓને છોડી દઇને મારા ભજનથી શુદ્ધ કરેલા ચિત્તને મારામાં જ સ્થિર કરો.

સર્વ વિષયોમાંથી મનને ખેંચી લઇને સાક્ષાત્ મારા સ્વરૂપમાંજ પરિપૂર્ણ રીતે પેસાડી દેવું એજ યોગ છે એમ મારા શિષ્યો સનકાદિકોએ નિર્ણય કરેલો છે ( માટે વિષયોથી ગુંથાએલું મન વિષયોથી નોખું પડીને ઈશ્વરમાં નિષ્ઠા પામે એ વાત અસંભવિત સમજવી નહિ. )

વળી, **શ્રી કપિલદેવે** તે યોગની ઉક્તિ કરેલી છે;—

अनिमित्तनिमित्तेन स्वधर्म्मेणामलात्मना ।
तीव्रया मयि भक्त्या च श्रुतसम्भृतया चिरम् ॥
ज्ञानेन दृष्टतत्त्वेन वैराग्येण बलीयसा ।
तपोयुक्तेन योगेन तीव्रेणात्मसमाधिना ॥
प्रकृतिः पुरुषस्येह दह्यमाना त्वहर्निशम् ।
तिरोभवित्री शनकैरग्नेर्योनिरिवारणिः ॥

**અ०**—નિષ્કામ ધમ, નિર્મળ અંતઃકરણ, ઘણા દિવસ કથા સાંભળવાથી પુષ્ટ થયલી મારી તીવ્રભક્તિ, સ્વરૂપનું યથાર્થ જ્ઞાન, દઢ વૈરાગ્ય, તપસહિત યોગ, અને અત્યન્ત દઢ ચિત્તની એકાગ્રતા, એટલાં સાધનોથી રાતદિવસ પરાભવ પામેલી પુરૂષની પ્રકૃતિ, રોજ બળતી અગ્નિની અરણીની પેઠે ધીરે ધીરે અદશ્ય થઈ જાય છે. ( **શ્રી. ભા.** ૩. ૨૭. ૨૧-૨૩ )

સ્વાભાવિક વિષયાકારતાને **પ્રકૃતિ** કહે છે; વળી, **હંસગીતામાં** કહ્યું છેઃ—

गुणेष्वाविशते चेतो गुणाश्चेतसि च प्रभो ! ।
कथमन्योन्यसन्त्यागो मुमुक्षोरतितितीर्षोः ॥

**અ०**—હે પ્રભુ ! ચિત્ત પોતાના સ્વભાવથી જ રાગાદિકને લીધે વિષયોમાં પ્રવેશ કરે છે અને અનુભવ કરેલા વિષયો વાસનારૂપથી ચિત્તમાં પ્રવેશ કરે છે, તો વિષયોને ત્યાગ કરવાને ઇચ્છતા મુમુક્ષુ પુરૂષ પરસ્પરને પરસ્પરથી શી રીતે નોખા પાડવા ? ( **શ્રી. ભા.** ૧૧-૧૩-૧૭ )

આ રીતના સનકાદિના પ્રશ્નનો ઉત્તર ભગવાન્ કહે છેઃ—

मनसा वचसा दृष्टया गृह्यतेऽन्यैरपीन्द्रियैः ।
अहमेव न मत्तोऽन्यदिति बुध्यध्वमञ्जसा ॥

( **श्री. भा. ११-१३-२४** )

जाग्रत्स्वप्नसुषुप्तञ्च गुणतो बुद्धिवृत्तयः ।
तासां विलक्षणो जीवः साक्षित्वेन व्यवस्थितः ॥
यर्हि संसृतिबन्धोऽयमात्मनो गुणवृत्तिदः
मयि तुर्य्ये स्थितो जह्यात् त्यागस्तद्गुणचेतसाम् ॥
अहङ्कारकृतं बन्धमात्मनोऽर्थविपर्य्ययम् ।
विद्वान् निर्विद्य संसारचिन्तां तुर्य्ये स्थितस्त्यजेत् ।
यावन्नानाऽर्थधीः पुंसो न निवर्त्तेत युक्तिभिः ।
जागर्त्यपि स्वपन्नज्ञः स्वप्ने जागरणं यथा॥
असत्त्वादात्मनोऽन्येषां भावानां तत्कृता भिदा ।
गतयो हेतवश्चास्य मृषा स्वप्नधियो यथा ॥
यो जागरे बहिरनुक्षणधर्मिणोऽर्थान् ।
भुङ्क्ते समस्तकरणैर्हृदि तत्सदृशान् ।
स्वप्ने सुषुप्त उपसंहरते स एकः ।
स्मृत्यन्वयात् त्रिगुणवृत्तिदृगिन्द्रियेशः ॥
एवं विमृश्य गुणतो मनसस्त्र्यवस्था–
मन्मायया मयि कृता इति निश्चितार्थाः ।
संछिद्य हार्दमनुमानसदुक्तितीक्ष्ण–
ज्ञानासिना भजत माऽखिलसंशयाधिम् ॥

(श्री. भा. ११. १३. २७-३३)

एवं जिज्ञासयाऽपोह्य नानात्वभ्रममात्मनि ।
उपारमेत विरजं मनो मय्यर्प्य सर्व्वगे ॥

(श्री. भा. ११-११-२१)

મન, વચન, દૃષ્ટિ અને બીજી ઇન્દ્રિયોથી પણ જે કાંઇ ગ્રહણ કરવામાં આવે છે તે હું જ છું. મારાથી ભિન્ન કાંઈ નથી એમ તત્ત્વ વિચારથી જાણો.

( જીવ કે જે જાગ્રત આદિ અવસ્થાવાળો છે તેને પરબ્રહ્મપણું કેમ ઘટે ? એવી શંકા કરવી નહિ ) કેમકે, જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થા બુદ્ધિની વૃત્તિઓ છે. અને તે સ્વાભાવિક નથી પણ અનુક્રમે સત્ત્વ, રજ અને તમથી થાય છે. જીવ તો તે અવસ્થાઓનો સાક્ષી છે માટે તે અવસ્થાઓથી રહિત છે એવો નિશ્ચય છે. ૨૭

પોતામાં બુદ્ધિનો જે અધ્યાસ થયો છે તેથી જ હું જાગું છું અને હું સુતો છું ઇત્યાદિક પ્રતીતિ થાય છે. વાસ્તવિક રીતે આત્માને અવસ્થાઓ છે જ નહિ; માટે સાક્ષિસ્વરૂપમાં રહીને જ્યારે એ મિથ્યાભૂત બુદ્ધિના અધ્યાસનો ત્યાગ કરે ત્યારે ચિત્તથી વિષયો અને વિષયોથી ચિત્ત પોતાની મેળે જ જૂદાં પડે છે. પોતાને અહંકારે કરેલો બંધ જ આનંદાદિકનું આવરણ કરીને અનર્થનું કારણ થયો છે એમ જાણી આ સઘળો સંસાર દુઃખરૂપ છે એમ સમજી ત્રણે અવસ્થાથી ન્યારા ચોથા સ્વરૂપમાં રહીને બુદ્ધિના અધ્યાસને અને તેણે કરેલી ભોગની ચિંતાને છોડી દેવી. ૨૮–૨૯

જ્યાં સુધી પુરૂષને યુક્તિઓથી ભેદદૃષ્ટિ નિવૃત્ત ન થાય ત્યાં સુધી તે પુરૂષ કર્માદિકમાં, જાગતો જાણતાં છતાં પણ સ્વપ્નમાં પોતે જાગતો માનતા માણસની પેઠે સ્વપ્નોને જ દેખે છે એમ સમજવું કારણ કે તેને યથાર્થજ્ઞાન થયું નથી, ૩૦

વર્ણ, આશ્રમ અને તે સંબંધી કર્માદિકની ભેદદૃષ્ટિ વેદે નિરૂપણ કરેલી છે તે કેમ નિવૃત્ત થાય એમ શંકા રાખવી નહિ; કારણ કે દેહાદિક પદાર્થો મિથ્યા છે, માટે તે પદાર્થોએ કરેલા વર્ણાશ્રમાદિક ભેદ, સ્વર્ગાદિક ફળો અને તે ફળો આપનારાં કર્મો પણ આત્માને મિથ્યા છે, સ્વપ્ન અવસ્થાને જોતા જીવને સ્વપ્નમાં દેહાદિક મિથ્યા હોવાથી જેમ તે દેહાદિકે કરેલા ભેદ, ફળો અને કર્મો મિથ્યા છે તેમ

આત્માને ઉપર કહેલાં સર્વ મિથ્યા છે. અજ્ઞાનવાળા પુરૂષને જ વેદ લાગુ પડે છે પણ જ્ઞાનીને લાગુ પડતો નથી એમ સમજવું. ૩૧

જે યુક્તિઓથી ભેદદષ્ટિ નિવૃત્ત થાય, તે યુક્તિઓ કહું છું; જાગ્રત અવસ્થામાં જેઓની ક્ષણે ક્ષણે સ્થિતિ બદલાયા કરે છે એવા બહારના દેહાદિક પદાર્થોને સઘળી ઇન્દ્રિયોથી જે ભોગવે છે, સ્વપ્ન અવસ્થામાં જેઓની સ્થિતિ ક્ષણે ક્ષણે બદલાયા કરે છે, એવા તથા મનમાં જ ઉત્પન્ન થએલા જાગ્રત અવસ્થામાં દીઠેલા સરખા વાસનામય દેહાદિક પદાર્થોને જે ભોગવે છે અને સુષુપ્તિ અવસ્થામાં એ સઘળાને જે સમેટી લે છે તે એક જ છે, કારણ કે ત્રણે અવસ્થાઓનો એ દષ્ટા છે. જો કે જાગ્રત અવસ્થાને સઘળી ઇન્દ્રિયો જુવે છે, સ્વપ્ન અવસ્થાને મન જુવે છે અને સુષુપ્તિ અવસ્થાને જાગ્રત તથા સ્વપ્નના અવશેષે સંસ્કારવાળી બુદ્ધિ જુવે છે એમ જણાય છે તો પણ તે સઘળી ઇન્દ્રિયો, મન અને બુધ્ધિનો નિયંતા આત્મા જ છે, માટે આત્મા જ એ અવસ્થાઓનો દ્રષ્ટા છે એમ સમજવું. શાસ્ત્રમાં જાગ્રતનો દ્રષ્ટા વિશ્વ, સ્વપ્નનો દષ્ટા તૈજસ અને સુષુપ્તિનો દ્રષ્ટા પ્રાજ્ઞ છે; એમ જૂદાં જૂદાં નામ આપેલાં છે, પરન્તુ તે નામોવાળો દ્રષ્ટા એક જ છે. કારણ કે, 'જે હું સ્વપ્નોને દેખતો હતો અને તે પછી કાંઈ પણ જાણતો ન હતો તે જ હું હમણાં જાગું છું' એવી સ્મૃતિ થાય છે; માટે સઘળી અવસ્થાઓમાં એકનો જ અન્વય છે. વિશ્વાદિક નામનો વ્યવહાર તો અવસ્થારૂપ ઉપાધિના ભેદને લઇને છે. (બાલ્ય અને યૌવનાદિક અવસ્થાઓમાં પણ એવી રીતે જ આત્માની એકતા જાણી લેવી.) ૩૨

આ ત્રણ અવસ્થાઓ કે જેઓ ગુણોને લીધે મનને જ થાય છે. તેઓ મારા અજ્ઞાનથી મારામાં કલ્પી લીધેલી છે, એમ વિચાર કરી આત્મ–સ્વરૂપનો નિશ્ચય કરતાં તમો અનુમાનોથી અને સદ્‌ગુરૂના ઉપદેશોથી સજેલા જ્ઞાનરૂપી ખડગ વતે સર્વ સંશયોના સ્થાનકરૂપ અહંકારને કાઢી નાંખી હું કે જે હૃદયમાં જ રહેલો છું તેને ભજો; જેઓથી જ્ઞાનરૂપી ખડગ સજાય છે તે અનુમાનો દેખાડું છું.

આ પ્રમાણે નિશ્ચય કરી વિચારના બળથી દેહાદિકના અધ્યાસને દૂર કરી અને સર્વવ્યાપક મારા સ્વરૂપમાં મન ધરીને તૃપ્તી પામવી, પણ કેવળ પંડિતાઇ ધરીને તૃપ્તી પામવી નહિં. ઇત્યાદિ

અંહી, આ પ્રમાણે નિષ્કર્ષ સિદ્ધ થાય છેઃ—

વિષયો ચિત્તોવિષે આકાર ( સ્વરૂપ ) ને સમર્પણ કરનારા હોય છે; તેઓ શ્રી ભગવાન્‌થી વ્યતિરિક્ત સ્વરૂપે ન હોય કેમકે, તેઓ ભગવાન વિષે અધ્યસ્ત ( કલ્પિત ) હોય છે; એટલે, ભગવાનની જ સદ્રૂપતાવડે, ઘટરૂપે સતા, પટ રૂપે સતો, ઇત્યાદિ સતસ્વરૂપે જ સર્વ-વિષયોનું સ્ફુરણ સિદ્ધ હોય છે;

'**सर्वंखल्विदं ब्रह्म** અર્થઃ–આ સર્વ પ્રપંચ બ્રહ્મ સ્વરૂપ છે,' '**तज्जलानि** અર્થઃ–આ પ્રપંચ તે ( બ્રહ્મમાંથી ) ઉત્પન્ન થાય છે, તેમાં સ્થિતિ કરે છે. અને તેમાં લય પામે છે, ( છાં. ૩–૧૪–૧ ) આશ્રુતિવડે એક ભગવાનથી ઉત્પત્તિ, તેજ ભગવાનથી સ્થિતિ તથા તેજ ભગવાનથી લય સિદ્ધ હોવાથી, મૃદ્દ તથા ઘટની પેઠે અભેદનો બોધ થાય છે તેમ જ સ્વપ્નાદિ પ્રપંચની પેઠે તે બાધ્યરૂપ હોય છે; એથી જ, **ભગવદાકારની** સ્ફૂર્તિને લઇ તે સર્વે નિવૃત્ત થતાં સદ્રૂપ થાય છે; કેમકે, કલ્પિત વિષયો અધિષ્ઠાનના જ્ઞાનવડે નિવૃત્ત થાય છે. એમ સતે, વિષયનિષ્ઠ સર્વ પ્રેમ પણ ભગવાન વિષે અર્પિત હોય છે કેમકે, તેનાથી વ્યતિરિક્ત પદાર્થનું વિસ્ફુરણ હોતું નથીઃ વળી, આ પ્રકારની અવસ્થાની **પ્રહલાદે** પ્રાર્થના કરેલીઃ—

या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।
त्वामनुस्मरतः सा मे हृदयान्मापसर्प्पतु ॥

**અ૦**—અ–વિવેકી પુરૂષોને વિષયો વિષે જે પ્રકારની અવિનાશી પ્રીતિ હોય છે તેવી પ્રીતિ, તારૂં **અનુસ્મરણ** કરનાર હું. તેના હૃદય-માંથી અપસર્પણ મ કરો.

( વિષ્ણુ. પુ. ૧–૨૦–૧૯ )

તેથી આ રીતની યુક્તિના અનુસંધાનવડે સર્વાધિષ્ઠાન, સન્માત્ર, પરિપૂર્ણ, સચ્ચિદાનન્દઘન, અદ્વય ભગવાન્સ્વરૂપે પોતાનો આત્મા છે એમ નિશ્ચય કરતાં, સ્વાપ્નિક વિષયોની પેઠે જાગ્રત દશાના વિષયો પરત્વે પણ તેવું અનુસન્ધાન કરતાં **वशीकार** નામનો મહાન વૈરાગ્ય ઉત્પન્ન થાય છે; વળી ભગવાન્ પતઞ્જલિનું " **दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम्** અર્થઃ–દેખેલા તથા સાંભળેલા (ઐહિક તથા આમુષ્મિક) વિષયોથી વિતૃષ્ણ પુરૂષને વશીકાર નામનો વૈરાગ્ય સિદ્ધ થાય છે. (પાત. સૂ.)

સાધ્યસાધનભાવાપન્ન (સાધ્ય તથા સાધનભાવને પ્રાપ્ત) વૈરાગ્ય, નિશ્ચે ચાર પ્રકારનો હોવાનું આગમ (શાસ્ત્ર) પ્રસિદ્ધ છે; તેમાં, મહાન્ પ્રયાસવડે ચિત્તદોષોને હું અવશ્ય ખસેડી નાંખીશ એવા નિશ્ચયાત્મક પ્રથમ પ્રકારના વૈરાગ્યને **यतमानसंज्ञा** વૈરાગ્ય કહે છે; તેથી નિરન્તર ઉપાયાનુષ્ઠાન કરતાં હવે આટલા ચિત્તદોષો નાશ પામ્યા, અને આટલા અવશેષ રહ્યા એમ ચિકિત્સક (વૈદ્ય)ની પેઠે પ્રત્યેક ક્ષણે અવધાન કરવું તેને **व्यतिरेकसंज्ञा** વૈરાગ્ય કહે છે; એ રીતે, પ્રત્યેક ક્ષણે આ બે ભૂમિકાઓનો અભ્યાસ કરતાં સર્વતઃ ભાવવડે બાહ્ય ઇન્દ્રિયોની વિષયોપરત્વે જે અ–પ્રવૃત્તિ, તેને **एकेन्द्रियसंज्ञा** વૈરાગ્ય કહે છે; એ રીતે, વૈરાગ્યની ત્રણ ભૂમિકાના અભ્યાસથી વનિતા આદિ દૃષ્ટ તથા સ્વર્ગાદિ અદૃષ્ટ (સાંભળેલા) વિષયોનું ઇન્દ્રિયો વડે ગ્રહણ કરાય તથાપિ તે વિષે દોષદર્શન–પરિપાકવડે ઉત્પન્ન થનાર અસ્પૃહાત્મિકા ચિત્તવૃત્તિ, તેને **वशीकारसंज्ञा** વૈરાગ્ય કહે છે; તે પણ બે પ્રકારનો હોય છે; **अपर** તથા **पर** સ્વરૂપ; તેમાં બીજા સંબંધમાં પતંજલિનું સૂત્ર છે કે "**तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम्** અર્થઃ–પુરૂષખ્યાતિથી ગુણની વિતૃષ્ણતા સિદ્ધ થાય તેને **पर** વૈરાગ્ય કહે છે;' આત્મજ્ઞાનને **પુરૂષખ્યાતિ** કહે છે; તે પ્રાપ્ત થયા પછી તેના શબ્દાદિ ગુણો વિષે વૈરાગ્ય સિદ્ધ થાય તેને શ્રેષ્ઠફલરૂપત્વ લીધે **पर** વૈરાગ્ય કહે છે; તેનાથી પૂર્વગામી વૈરાગ્યને

તેના સાધનરૂપત્વને લઈ **અપર** વૈરાગ્ય કહે છે. વળી ઇતરફળની નિરપેક્ષાને લઈ મોક્ષમાત્રસ્પૃહયાલુત્વ (મોક્ષમાત્રની સ્પૃહા–હોવાપણું) તે તે વૈરાગ્યનું લિંગ હોય છે; જે **મુકુન્દભગવાન**માં જોવામાં આવે છેઃ—

न कामयेऽन्यं तव पादसेवना–
दकिञ्चनप्रार्थ्यतमाद् वरं विभो ! ।
आराध्य कस्त्वामपवर्गदं हरे !
वृणीत आर्य्यो वरमात्मबन्धनम् ॥
तस्माद्विसृज्याशिष ईश ! सर्व्वतो–
रजस्तमःसत्त्वगुणानुबन्धनाः ।
निरञ्जनं निर्गुणमद्वयं परं–
त्वां ज्ञप्तिमात्रं पुरुषं व्रजाम्यहम् ॥
चिरमिह वृजिनार्त्तस्तप्यमानोऽनुतापै–
रवितृषषडमित्रोऽलब्धशान्तिः कथञ्चित् ॥
शरणद ! समुपेतस्त्वत्पदाब्जं परात्म–
न्नभयममृतशोकं पाहि माऽऽपन्नमीश ! ॥

**અ૦**—હે પ્રભુ ! તમારા ચરણનું સેવન કે જેને દેહાભિમાન રહિત પુરૂષો બહુ જ માગ્યા કરે છે તે વિના બીજા કશા વરને હું ઇચ્છતો નથી. હે વિષ્ણુ ! મોક્ષ આપનારા આપને પ્રસન્ન કરી કયો સમજુ પુરૂપ જેથી પોતાને બંધન થાય એવું વરદાન માગે ? ૫૭

માટે હે ઇશ્વર ! રજોગુણ, તમોગુણ, અને સત્વગુણથી બંધાએલી સર્વ સુખની અપેક્ષાઓને છોડી દેતાં તમે કે જે નિરંજન, નિર્ગુણ, અદ્વૈત, અને જ્ઞાનમાત્ર પરમ પુરૂષ છો તેમનું હું શરણ લઉં છું. ૫૮

રક્ષણ આપનાર ! હે પરમાત્મા ! હે પરમેશ્વર ! હું કે જે ઘણા કાળ થયા આ સંસારમાં કર્મોના ફળથી પીડાએલો, કર્મોની વાસના-

ઓથી તપતો અને જેના ઇન્દ્રિયોરૂપી શત્રુઓ તૃષ્ણા રહિત થતા જ નથી એવો હું તે માંડમાંડ શાંતિ મળતાં નિર્ભય, સત્ય અને શોકરહિત તમારા ચરણારવિંદની શરણે આવેલો છું માટે હું કે જે દુઃખી છું તેનું રક્ષણ કરો. ૫૯

(શ્રી. ભા. ૧૦. ૫૧. ૫૭-૫૯)

વળી, આ રીતની દશા વિષે, તે ભગવત્પ્રેમાનન્દની પરાકાષ્ઠાને અધિરોહણ કરે છે એમ શ્રી ભગવાને તેના પ્રત્યે ઉક્તિ કરેલીઃ—

क्षात्रधर्म्मस्थितो जन्तूनवधीर्मृगयाऽऽदिभिः ।
समाहितस्तत्तपसा जह्यघं मद्पाश्रयः ॥
जन्मन्यनन्तरे राजन्! सर्व्वभूतसुहृत्तमः ।
भूत्वा ध्विजवरस्त्वं वै मामन्ते ब्रह्म यास्यसि ॥

અ○ તમે ક્ષત્રિય ધર્મમાં રહી મૃગયા આદિ કરીને ઘણા જીવ માર્યા છે, તે પાપ મારો આશ્રય રાખી એકાગ્રપણાથી તપ કરીને ટાળો. ૬૪

હે રાજા! તમે હવે પછીના જન્મમાં સર્વ પ્રાણિઓના મિત્ર, ઉત્તમ બ્રાહ્મણ થઇને, મારા અદ્વૈત સ્વરૂપને પામશો.

(શ્રી. ભા. ૧૦. ૫૧. ૬૪-૬૫)

વળી, **પતંજલિએ અપર** વૈરાગ્યનું "**दृष्टानुभविक विषय वितृष्णस्य वशीकारसंज्ञावैराग्यम्** અર્થઃ-ઐહિક તથા આમુષ્મિક વિષયથી વિતૃષ્ણ હોય તેને **वशीकार संज्ञा** વૈરાગ્ય સિદ્ધ થાય છે, એમ સૂત્રનિરૂપણ કરેલું છે. વળી, તે વૈરાગ્યવડે **પ્રેમાનન્દની** પરાકાષ્ટાનું અધિરોહણ થતું નથી. તે પુરૂષને તે ક્ષણે જ કૃતકૃત્યતા સિદ્ધ થતી નથી; કેમકે, **पर** વૈરાગ્યના અભાવ વડે ભક્તિપ્રકર્ષનો અભાવ હોય છે; અને તે ભક્તિપ્રકર્ષ તેજ કૃતકૃત્યતાના હેતુરૂપે હોય છે.

મોક્ષપર્યંત સકળફળની નિરપેક્ષતા તે **पर** વૈરાગ્યનું લિંગ હોય છે જેમકેઃ—

इमं लोकं तथैवामुमात्मानमुभयायिनम् ।
आत्मानमनु ये चेह ये रायः पशवो गृहाः ॥
विसृज्य सर्व्वानन्यांश्च मामेव विश्वतो मुखम् ।
भजन्त्यनन्यया भक्त्या तान् मृत्योरतिपारये ॥

અ૦—આ લોક, પરલોક, તેઓમાં જનારો દેહ, અને દેહના પછવાડે સ્ત્રી, પુત્ર, પશુ અને ધન વગેરે જે છે તે સઘળાંને તથા બીજા પણ કેટલાએક પદાર્થોને મૂકી દઈને જેઓ હું કે જે સર્વવ્યાપક છું તેને એકાગ્રભક્તિથી ભજે છે, તેઓને હું સંસારમાંથી તારૂં છું.

( શ્રી. ભા. ૩. ૨૫. ૩૯–૪૦ )

सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत ।
दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ॥

( श्री. भा. ३–२९–१३ )

नैकात्मतां मे स्पृहयन्ति के चि-
न्मत्पादसेवाऽभिरता मदीहाः ।
येऽन्योन्यतो भागवताः प्रसज्य
सभाजयन्ते मम पौरुषाणि ॥

( श्री. भा. ३–२५–३४ )

न पारमेष्ठ्यं न महेन्द्रधिष्ण्यं–
न सार्व्वभौमं न रसाऽधिपत्यम् ।
न योगसिद्धीरपुनर्भवं वा
वाञ्छन्ति यत्पादरजः प्रपन्नाः ॥

( श्री. भा. ११–१४–१४ )

અ૦—( એવી નિર્ગુણ ભક્તિ કરનારાઓને કેવળ મારી સેવા કરવાની ઇચ્છા હોય છે તેથી ) સાલોક્ય ( મારી સાથે એક લોકમાં વાસ ) સાર્ષ્ટિ ( મારા જેવું ઐશ્વર્ય ), સામીપ્ય ( મારી પાસે રહેવું), સારૂપ્ય ( મારા જેવું રૂપ ), અને એકત્વ ( મારા સ્વરૂપમાં મળી જવું), હું આપવા માંડું તોપણ તેઓ લેતા નથી.

મારા ચરણની સેવામાં પ્રીતિથી લાગેલા અને મારે માટે સર્વ કર્મને કરનારા કેટલાએક લોકો મારા સ્વરૂપ સાથે જોડાઇ જવારૂપ સાયુજ્ય ભક્તિને ઇચ્છતા નથી; પણ એ ભક્તો એક બીજાને મળી મારી લીલાની જ પ્રશંસા કરે છે.

પોતાના ચિત્તને મારામાં અર્પણ કરી દેનાર ભક્ત બ્રહ્માની પદવીને, ઇન્દ્રના આસનને, ચક્રવર્તીપણાને, પાતાળના રાજ્યને કે બીજા કોઇ પદાર્થને ઇચ્છતો નથી; ભક્તને મારા ઉપર જ પ્રેમ હોય તેથી તે મારા વિના બીજા કશાને ઇચ્છે જ નહિ.

प्रह्लादः— अहं त्वकामस्त्वद्भक्तस्त्वन्तु स्वाम्यनपाश्रयः ।
नान्यथेहावयोरर्थो राजसेवकयोरिव ॥
( श्री॰ भा॰ ७-१०-६ )

અ૦—પ્રહલાદઃ—હું તો આપનો નિષ્કામ ભક્ત છું, અને આપ મારા નિષ્કામ સ્વામી છો. રાજા અને નોકર વચ્ચે જેવો સ્વાર્થનો સંબંધ હોય છે તેવો આપણ વચ્ચે નથી; આપણા સંબંધમાં તો નિષ્કામપણું રહે એટલું જ પ્રયોજન છે.

पृथु—: न कामये नाथ ! तदप्यहं ध्रुवं—
न यत्रयुष्मच्चरणाम्बुजासवः ।
महत्तमान्तर्हृदयान्मुखच्युतो—
विधत्स्व कर्णायुतमेष मे वरः ॥
( श्री॰ भा॰ ४-२०-२४ )

પૃથુઃ—એટલા માટે હે મોક્ષના પતિ! એ સુખોને માગતો નથી, અને મોક્ષ પણ જો મોટા પુરૂષોના હૃદયમાંથી મુખદ્વારા નીકળતો આપની ચરણારવિંદનો મકરંદ (કથારસ) ન મળતો હોય તો તે મોક્ષસુખને પણ હું માગતો નથી. પરન્તુ તમારી કથાના શ્રવણને સારૂ મને દશ હજાર કાન કરી આપો એજ વર માગું છું.

ध्रुवः— या निर्वृतिस्तनुभृतां तव पादपद्म—
ध्यानाद्भवज्जनकथाश्रवणेन वा स्यात् ।
सा ब्रह्मणि स्वमहिमन्यपि नाथ ! मा भूत् ।
किन्त्वन्तकासिलुलितात् पततां विमानात् ।

(श्री. भा. ४-९-१०)

ધ્રુવઃ—તમારા ચરણારવિન્દના ધ્યાનથી અથવા તમારા ભકતોની કથા સાંભળવાથી જે સુખ થાય તે સુખ આનંદરૂપ પરબ્રહ્મમાં પણ મળતું નથી, ત્યારે કાળના વેગથી વિમાનમાંથી પડી જનારા દેવતાઓને તો કયાંથી જ મળે?

महिष्यः— न वयं साध्वि ! साम्राज्यं स्वाराज्यं भौममप्युत ।
वैराग्यं पारमेष्ठ्यं वा आनन्त्यं वा हरेः पदम् ॥
कामयामह एतस्य श्रीमत्पादरजःश्रियः ।
कुचकुंकुमगन्धाढयं मूर्ध्ना वोढुं गदाभृतः ॥

(श्री. भा. १०. ८३. ४१-४२)

મહિષીઓઃ—હે દ્રૌપદી! અમે ચક્રવર્તીપણાને, ઇન્દ્રપદવીને, તે બન્ને પ્રકારના વૈભવને, અણિમા આદિ સિદ્ધિઓને, બ્રહ્માની પદવીને, સાલોકયાદિક મુક્તિઓને અથવા કૈવલ્ય મોક્ષને પણ અમે ઇચ્છતી નથી; પરન્તુ લક્ષ્મીજીના સ્તન ઉપર ચોપડેલી કેસરની સુગંધીવાળી એ ભગવાનની સર્વોત્તમ ચરણરજને જ માથે ધરવાને ઇચ્છીએ છીએ.

इन्द्रः— प्रत्यानीताः परम ! भवता त्रायतान्नः स्वभागा-
दैत्याक्रान्तं हृदयकमलं त्वद्गृहं प्रत्यबोधि ।
कालग्रस्तं कियदिदमहो नाथ ! शुश्रूषतां ते
मुक्तिस्तेषां न हि बहुमता नारसिंहापरैः किम् ॥
( श्री. भा. ७-८-४२ )

ઇન્દ્રઃ—હે પરમેશ્વર નૃસિંહ ! આપે અમારી રક્ષા કરી દૈત્ય પાસેથી પોતાના ભાગ અમને અપાવ્યા. અને આપનું ધ્યાન કરવાનું સ્થાનક અમારૂં હૃદયકમળ કે જે દૈત્યના ભયથી વ્યાપ્ત હતું તેને તે ભય મટાડીને ખુલ્લું કર્યું છે. જેનો કાળથી નાશ થવાનો છે એવું આ ત્રૈલોક્યનું રાજ્ય તમારા સેવકોને કોણ માત્ર છે ? એઓને તો મુક્તિ પણ પ્યારી નથી ત્યારે તો બીજાં સુખ તો શા હિસાબમાં છે ?

तथा— यस्य भक्तिर्भगवति हरौ निःश्रेयसात्मनि ।
विक्रीडतोऽमृताम्भोधौ किं तुच्छैः खातकोदकैः ॥
( श्री. भा. ६-१२-२२ )

वृत्रः— न नाकपृष्ठं न च पारमेष्ठ्यं-
न सार्व्वभौमं न रसाऽधिपत्यम् ।
न योगसिद्धीरपुनर्भवं वा
समञ्जस ! त्वां विरहय्य कांक्षे ॥
( श्री. भा. ६-११-२५ )

श्रुतयः— दुरधिगमात्मतत्त्वनिगमाय तवात्ततनो-
श्चरितमहामृताब्धिपरिवर्त्तपरिश्रमणाः ।
न परिलषन्ति केचिदपवर्गमपीश्वर ! ते
चरणसरोजहंसकुलसंङ्गविसृष्टगृहाः ॥
( श्री. भा. १०-८७-२१ )

**તેજ પ્રકારેઃ**—મોક્ષના સ્વામી ભગવાનમાં જેને ભક્તિ હોય તેને સ્વર્ગ વિગેરેનાં ક્ષુદ્રસુખોનું શું પ્રયોજન છે? અમૃતના સમુદ્રમાં વિહાર કરતો હોય તેને ખાબોચીયાના પાણીનું શું કામ હોય?

**વૃત્રઃ**—હે સર્વ સૌભાગ્યના ભંડારરૂપ! આપને મૂકી હું સ્વર્ગલોક, બ્રહ્મલોક, ચક્રવર્તિ રાજ્ય, પાતાળનું રાજ્ય, અણિમા વગેરે સિદ્ધિઓ કે મોક્ષને પણ ઇચ્છતો નથી.

**શ્રુતિઓઃ**—હે ઇશ્વર! (ભક્તિ એ તો એક અલ્પ સાધન છે એમ કહેવું અત્યન્ત અયોગ્ય છે કેમકે) આપનું તત્ત્વ કે જે જાણવું કઠણ તેને જણવવાને માટે જે આપ અવતાર ધારો છો તે અવતારના ચરિત્રરૂપી મોટા અમૃતસાગરમાં નાહવાથી શ્રમરહિત થએલા કેટલાએક વિરલા પુરૂષો મોક્ષને પણ ઇચ્છતા નથી, ત્યારે ઇન્દ્રપદાદિક સુખને તો કેમ જ ઇચ્છે? આપના ચરણકમળમાં હંસની પેઠે રમતા ભક્ત લોકોના સંગથી શ્રવણ કીર્તનાદિક સુખમાં મગ્ન થઇને એ લોકો પોતાના ઘર આદિ સુખને પણ છોડી દે છે. ત્યારે પરલોકનાં સુખો જે જન્માન્તરમાં પ્રાપ્ત થાય એવાં છે તેઓની તો શી વાત કરવી? ભક્તિ એ મુક્તિ કરતાં પણ અધિક છે એમ અમે પોતે જ કહીએ છીએ.

એ રીતે બીજું પણ સમજી લેવું; આ રીતનો મોક્ષપર્યન્ત સકલફલનિરપેક્ષ પરવૈરાગ્ય સિદ્ધ સતે, ફળાન્તર પરત્વે પ્રેમનો અનુદય હોવાથી પ્રેમ, પરમાનન્દરૂપ પરમાત્મા વિષે જ. પરાકાષ્ઠાનું આરોહણ કરે છે; જે પ્રકારે વૃત્રાસુર સંબંધમાં થયેલુંઃ—

अजातपक्षा इव मातरं खगाः ।
स्तन्यं यथा वत्सतराः क्षुधाऽऽर्ताः ॥
प्रियं प्रियेव व्युषितं विषण्णा
मनोऽरविन्दाक्ष ! दिदृक्षते त्वामिति ॥

**અ૦**—ઘૂડ વગેરેએ પીડા કરેલાં પાંખો આવ્યા વગરનાં બચ્ચાં જેમ માને જોવાની ઇચ્છા કરે, અને મુંઝાએલી સ્ત્રી જેમ પરદેશમાં ગયેલા પતિને જોવાની ઇચ્છા કરે તેમ હે પરમેશ્વર ! મારૂં મન તમને જોવાની ઇચ્છા કરે છે. ( **શ્રી. ભા.** ૬–૧૧–૨૬ )

એથી જ જ્ઞાન વિના **પર** વૈરાગ્યનો અભાવ હોય, અને તેના વિના ભગત્પ્રેમપરાકાષ્ઠાનો અભાવ હોવાથી, તદર્થે જ્ઞાન તથા વૈરાગ્ય દૃઢ કરવા જોઈએ તે વિષે કહ્યું છેઃ—

असेवयाऽयं प्रकृतेर्गुणानां—
ज्ञानेन वैराग्यविजृम्भितेन ।
योगेन मय्यर्पितया च भक्त्या
मां प्रत्यगात्मानमिहावरुन्धे ॥

( **श्री. भा.** ३–२५–२७ )

ज्ञानवैराग्ययुक्तेन भक्तियोगेन योगिनः ।
क्षेमाय पादमूलं ते प्रविशन्त्यकुतोभयम् ॥

( **श्री. भा.** ३–२५–४३ )

इत्यच्युताङ्घ्रिं भजतोऽनुवृत्त्या
भक्तिर्विरक्तिर्भगवत्प्रबोधः ।
भवन्ति वै भागवतस्य राजन् !
ततःपरां शान्तिमुपैति साक्षात् ॥

(**श्री. भा.** ११–२–४३)

**અ૦**—વિષયના સેવનનો ત્યાગ કરવાથી, વૈરાગ્યથી વધેલા જ્ઞાનથી, યોગથી અને મારે વિષે અર્પણ કરેલી ભક્તિથી, હું કે જે પોતાનું સ્વરૂપ જ છું તેને જીવતાં જ પામે છે.

તથા યોગી લોકો જ્ઞાન અને વૈરાગ્યસહિત ભક્તિ કરી અ-વિનાશી સુખને માટે મારા નિર્ભય ચરણારવિંદનો આશ્રય કરે છે.

હે રાજા ! આ પ્રમાણે અ-વિચ્છિન્નપણાથી ભગવાનના ચરણનું ભજન કરનારા વૈષ્ણવને ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય પ્રબળ થતાં અંતે સાક્ષાત્ પરમ શાંતિ પ્રાપ્ત થાય છે.

ભગવદ્ધર્મોનું અનુષ્ઠાન કરનાર, પુણ્ય ગાથાઓનું શ્રવણ કરનાર વૈષ્ણવભક્તને પ્રથમ **ભગવત્પ્રબોધ** સિદ્ધ થાય, તે પછી **પર** વૈરાગ્ય અને તે પછી **પ્રેમલક્ષણાભક્તિ** ઉત્પન્ન થાય; વળી, આ સિદ્ધાંત દર્શાવવા **શ્રી ભગવાને** ઉદ્ધવને કહ્યું છે:—

ज्ञानिनस्त्वहमेवेष्टः स्वार्थो हेतुश्च सम्मतः ।
स्वर्गश्चैवापवर्गश्च नान्योऽर्थो मदृते प्रियः ॥
ज्ञानविज्ञानसम्पन्नाः पदं श्रेष्ठं विदुर्म्मम ।
ज्ञानी प्रियतमोऽतो मे ज्ञानेनासौ बिभर्ति माम् ॥

**અ૦**—જ્ઞાન અને વિજ્ઞાનથી સિદ્ધ થયેલા પુરૂષો મારા શ્રેષ્ઠ પદને જાણે છે; જ્ઞાની પુરૂપ જ્ઞાનથી મારૂં ધારણ કરે છે, એટલા માટે તે મને અત્યંત પ્રિય છે. **(શ્રી. ભા. ૧૧–૧૯,૨–૩)**

તે જ્ઞાન કેવા પ્રકારનું હોય એવી આકાંક્ષા સબંધમાં સંક્ષેપમાં તે કહ્યું છેઃ—

त्वच्युद्भवाश्रयति यस्त्रिविधो विकारो–
मायाऽन्तरापतति नाद्यपवर्गयोर्यत् ।
जन्मादयोऽस्य यदमी तव तस्य किं स्यु–
राद्यन्तयोर्यदसतोऽस्ति तदेव मध्ये ॥

**અ૦**—હે ઉદ્ધવ ! તમારામાં જે દેહાદિક વિકાર જોવામાં આવે છે તે માયારૂપ છે, સાચા નથી; કારણ કે રજ્જુમાં સર્પ અને

માળાદિકની પેઠે મધ્યકાળમાં જ દેખાય છે, પણ આદિ કે અંતમાં નથી; એટલા માટે આ વિકારરૂપ દેહાદિકને જન્માદિક થાય ત્યારે તમે કે જે તેના અધિષ્ઠાનરૂપ છો તેને શું છે? કાંઇ પણ નથી; સર્પાદિક મિથ્યા પદાર્થના આદિ તથા અંતમાં જે (રજ્જુ આદિક) હોય છે તે જ મધ્યમાં હોય છે પણ સર્પાદિક હોતું નથી, તેમ આ દેહાદિક મિથ્યા પદાર્થના આદિ તથા અંતમાં જે બ્રહ્મ છે, તે જ મધ્યમાં છે, પણ દેહાદિક છે જ નહિ, તો વાસ્તવિક જોતાં દેહાદિકને પણ જન્માદિક નથી ત્યારે તમને પોતાને તો કયાંથી જ હોય ?

(**શ્રી. ભા. ૧૧-૧૯-૭**)

ભગવાનથી વ્યતિરક્ત સર્વ પ્રપંચ માયામયરૂપ હોવાથી સ્વપ્નની પેઠે તે માયિક, તુચ્છરૂપ, અને દુઃખરૂપ અને ત્યાગ કરવા યોગ્ય છે; ભગવાન્ પ્રત્યગાત્માથી અભિન્ન કેવળ પરમાત્મારૂપ, સત્ય સ્વરૂપ, સ્વપ્રકાશ પરમાનન્દરૂપ, નિત્ય, અને વ્યાપક હોવાથી ગ્રહણ કરવા યોગ્ય છે; આ રીતે જ્ઞાનનું સ્વરૂપ હોય છે.

વળી **ભગવદ્ગીતામાં** તેની જ ઉક્તિ કરેલી છેઃ—

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन! ।
आर्त्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभः! ॥
तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥
उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥
बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ।

**અ૦**—હે અર્જુન ! હે ભરતકુળમાં શ્રેષ્ટ ! આર્ત્ત, જીજ્ઞાસુ, વિષયાર્થી, તથા જ્ઞાની આ ચાર પ્રકારના પુણ્ય પુરૂષો મારૂં સેવન કરે છે;

તે મધ્યે, નિત્યયોગી, એક નિષ્ઠાવાળો જ્ઞાની વિશિષ્ટ રૂપ હોય છે; હું જ્ઞાની પુરૂષને અત્યન્ત પ્રિય હોઉં છું અને તે મને પ્રિય હોય છે.

આ સર્વ પુરૂષો જ ઉદાર વૃત્તિના હોય છે; પણ તેમાં જ્ઞાની પુરૂષ તો મારો આત્મસ્વરૂપ હોય છે એમ મારો અભિપ્રાય છે. નિશ્ચે, તે યુક્તચિત્તવાળો જ્ઞાનીપુરૂષ મારા વિષે શ્રદ્ધાયુક્ત થઇ મારા અનુત્તમ સ્વરૂપને પામે છે.

જ્ઞાનવાન્ પુરૂષ કેટલાક જન્મોના અંતે મારા સ્વરૂપને પામે છે. સર્વ જગત્ વસુદેવ સ્વરૂપ છે એમ તે માને છે. તે મહાત્મા જ્ઞાની સુદુર્લભ હોય છે. (શ્રી. ભ. ગી. ૭-૧૬-૧૯)

વાસુદેવ ભગવાનથી વ્યતિરિક્ત સર્વ પ્રપંચ હોતો નથી; કેમકે, તે સર્વ પ્રપંચ માયિક હોવાથી તુચ્છ સ્વરૂપ હોય છે; કેવળ વાસુદેવ ભગવાન્ આત્મ સ્વરૂપે હોવાથી, તે અત્યંત પ્રિય, સત્ય, સ્થાયિભાવરૂપ છે.

વળી, આ રીતના જ્ઞાનપૂર્વક વૈરાગ્યને દર્શાવેલો છે—

श्रुतिः प्रत्यक्षमैतिह्यमनुमानं चतुष्टयम् ।
प्रमाणेष्वनवस्थानाद्विकल्पात् स विरज्यते ॥
कर्मणां परिणामित्वादावैरिञ्च्यादमंगलम् ।
विपश्चिन्नश्वरं पश्येददृष्टमपि दृष्टवत् ॥

**અ૦**—'અહીં કાંઈ ભિન્ન ભિન્ન છે જ નહિ' એમ અર્થવાળી શ્રુતિ, 'વસ્ત્ર આદિ કાર્યો તંતુ આદિ કારણોથી ભિન્ન દેખાતાં જ નથી; તથા ચૈતન્યથી જૂદું કાંઈ દેખાતું જ નથી' એ પ્રત્યક્ષ, 'જગત્ મિથ્યા છે' એવી લોકપ્રસિદ્ધિ, અને 'જગત્ મિથ્યા છે કારણ કે દશ્ય છે, જે જે દશ્ય હોય તે મિથ્યા હોય છે જેમકે

છીપમાં જણાયલ રૂપું દૃશ્ય છે માટે મિથ્યા છે ' એવું અનુમાન, એ ચારે પ્રમાણોથી જગતનો બાધ થાય છે માટે સર્વમાં અનુસ્યૂત સત્ય આત્માને જોનાર પુરૂષ જગતથી વૈરાગ્ય પામે છે. ૧૭

બ્રહ્મલોક સુધીનું જે અદૃષ્ટ સુખ છે તે પણ કર્મનાં ફળરૂપ હોવાથી દુઃખરૂપ અને નાશ પામનાર છે એમ વિદ્વાને વિચારવું કે જેથી સ્વર્ગાદિકના સુખની આશા છુટી જઇને વૈરાગ્ય થાય.

તે જ પ્રકારે અન્ય સ્થળે કહ્યું છેઃ-(**શ્રી. ભા. ૧૧-૧૯, ૧૭-૧૮**)

कर्माण्यारभमाणानां दुःखहत्यै सुखाय च ।
पश्येत् पाकविपर्य्यासं मिथुनीचारिणां नृणाम् ॥
नित्यार्त्तिदेन वित्तेन दुर्लभेनात्ममृत्युना ।
गृहापत्याप्तपशुभिः का प्रीतिः साधितैश्चलैः ॥
एवं लोकं परं विद्यान्नश्वरं कर्मनिर्मितम् ।
स तुल्यातिशयध्वंसं यथा मण्डलवर्त्तिनाम् ॥

**અ૦**—દુઃખ મટાડવા સારૂ અને સુખ મેળવવા સારૂ કર્મો કર્યા કરતાં અને સ્ત્રી પુરૂષનાં જોડાં થઇને પ્રવૃત્તિ કરનારાં માણસોને તેઓના ધાર્યા કરતાં ઉલટાં ફળ મળે છે તે જોવાં. ૧૮

કર્મો કરીને મેળવ્યા છતાં પણ ધનાદિક સુખ આપતાં જ નથી. નિરંતર પીડા આપનાર, દુર્લભ અને પોતાના મૃત્યુરૂપ ધન અને ઘર, સંતાન, સગાં તથા પશુઓ કે જેઓ ચંચળ છે તેમને મેળવવાથી પણ શું પ્રીતિ થાય છે ? કશી પ્રીતિ થતી નથી. ૧૯

આ લોકનું સુખ અને લોક જેમ નાશ પામનાર છે, તેમ કર્મથી મેળવેલું પરલોકનું સુખ અને તે લોક પણ નાશ પામનાર છે એમ જાણવું. જેમ ખંડપતિ રાજાઓને પોતાથી તુલ્ય હોય તે ઉપર

સ્પર્ધા, અધિક ઉપર ઈર્ષ્યા અને સુખ જતું રહેવાનો ભય રહે છે તેમ, સ્વર્ગાદિક પરલોકમાં પણ સ્પર્ધા, ઇર્ષ્યા. અને ભય રહે છે, માટે વર્તમાનકાળમાં પણ પરલોક દુઃખયુક્ત છે એમ વિચારવું.

( શ્રી. ભા. ૧૧. ૩. ૧૮–૨૦ )

ભગવદ્ધર્મના અનુષ્ઠાતા પુરૂષને ભગવાન વિષે, જ્ઞાન તથા વૈરાગ્ય પૂર્વિકા કેવી ભક્તિ ઉદય પામે ? આ આકાંક્ષા પરત્વે કહ્યું છેઃ—

यद्यनीशो धारयितुं मनो ब्रह्मणि निश्चलम् ।
मयि कर्माणि सर्वाणि निरपेक्षः समाचर ॥
श्रद्धालुर्मे कथाः शृण्वन् सुभद्रा लोकपावनीः ।
गायन्ननुस्मरन् जन्म कर्म चाभिनयन् मुहुः ॥
मदर्थे धर्मकामार्थानाचरन् मदपाश्रयः ।
लभते निश्चलां भक्तिं मय्युद्धव ! सनातने ॥

પરબ્રહ્મમાં આ પ્રમાણે મનને નિશ્ચળ રાખવાની તમારી શક્તિ ન હોય તો તેમ કરવાનું પણ છોડી દેતાં નિષ્કામ રહીને સઘળાં કર્મો મને અર્પણ કરી દેવાનું રાખો. ૨૨

હે ઉદ્ધવ ! જે પુરૂષ શ્રદ્ધાથી પરમ મંગળરૂપ અને લોકોને પવિત્ર કરનારી મારી કથાઓને સાંભળ્યા કરે, મારા જન્મ અને કર્મોનું વારંવાર ગાયન, સ્મરણ અને અનુકરણ કર્યા કરે, મારી પ્રીતિને માટે જ ધર્મ, અર્થ અને કામનું સેવન કરે અને મારા આશ્રયથી જ રહે, તે પુરૂષને હું કે જે સનાતન છું તેમાં નિશ્ચળ ભક્તિ પ્રાપ્ત થાય છે.

( શ્રી. ભા. ૧૨. ૧૧. ૨૨–૨૪ )

તેજ પ્રકારે કહ્યું છેઃ—

भक्तियोगः पुरैवोक्तः प्रीयमाणाय तेऽनघ ।
पुनश्च कथयिष्यामि मद्भक्तेः कारणं परम् ॥

श्रद्धाऽमृतकथायां मे शश्वन्मदनुकीर्त्तनम् ।
परिनिष्ठायान्तु पूजायां स्तुतिभिः स्तवनं मम ॥
आदरः परिचर्य्यायां सर्व्वाङ्गैरभिवन्दनम् ।
मद्भक्तपूजाऽभ्यधिका सर्व्वभूतेषु मन्मतिः ॥
मदर्थेष्वङ्गचेष्टा च वचसा मद्गुणेरणम् ।
मय्यर्पणञ्च मनसः सर्व्वकामविवर्ज्जनम् ॥
मदर्थेऽर्थपरित्यागो भोगस्य च सुखस्य च ।
इष्टं दत्तं हुतं जप्तं मदर्थं यद् व्रतं तपः ॥
एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् ।
मयि सञ्जायते भक्तिः कोऽन्योऽस्यार्थोवशिष्यते ॥

**અ૦**—હે ઉદ્ધવ! જો કે ભક્તિયોગ મેં તમને પ્રથમ જ કહેલો છે તો પણ ભક્તિયોગમાં તમારી પ્રીતિ જોવામાં આવે છે, તેથી ફરીવાર પણ કારણ સહિત ભક્તિયોગ વિષે કહીશ.

મારી અમૃત સરખી કથામાં શ્રદ્ધા, શ્રવણ કર્યા પછી નિરંતર મારી કથાનું વ્યાખ્યાન, મારી પૂજામાં નિરન્તર નિષ્ઠા, સ્તોત્રોમાંથી નિરન્તર મારી સ્તુતિ, સેવામાં નિરન્તર આદર, સર્વ અંગોથી નમસ્કાર, મારા ભક્તોનું વિશેષ પૂજન, સર્વ પ્રાણિઓમાં મારી ભાવના, મારે માટે જ સર્વ લૌકિક ક્રિયા, વચનથી મારા ગુણોનું કથન, મારા ભજનને માટે તેમાં અડચણ લાવનાર ધન, ભોગ અને પુત્ર રમાડવા આદિ સુખનો ત્યાગ, અને મારે માટે જ યજન, દાન, હોમ, જપ, વ્રત તથા તપની ક્રિયા, એ સઘળાં મારી ભક્તિનાં કારણ છે.

હે ઉદ્ધવ! આવા ધર્મોથી મને પોતાનું નિવેદન કરનારા મનુષ્યોને મારામાં **પ્રેમલક્ષણાભક્તિ** પ્રાપ્ત થાય છે, અને એવા ભક્તને કશું સાધન કે તે સાધનથી મેળવવાનું અવશેષ રહેતું નથી. સઘળું પોતાથીજ મળે છે. **( શ્રી. ભા. ૧૧. ૧૯, ૧૯–૨૪ )**

અન્ય સ્થળે તેજ પ્રકારે કહ્યું છે:—

तस्माद् गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् ।
शब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥
तत्र भागवतान् धर्माञ्छिक्षेद्गुर्वात्मदैवतः ।
अमाययाऽनुवृत्त्या यैस्तुष्येदात्माऽऽत्मदो हरिः ॥
सर्वतो मनसोऽसंगमादौ संगं च साधुषु ।
दयां मैत्रीं प्रश्रयञ्च भूतेष्वद्धा यथोचितम् ॥
शौचं तपस्तितिक्षां च मौनं स्वाध्यायमार्जवम् ।
ब्रह्मचर्य्यमहिंसां च समत्वं द्वन्द्वसञ्ज्ञयोः ॥
सर्वत्रात्मेश्वरान्वीक्षां कैवल्यमनिकेतताम् ।
विविक्तं चीरवसनं सन्तोषं येन केन चित् ॥
श्रद्धां भागवते शास्त्रेऽनिन्दामन्यत्र चापि हि ।
मनोवाक्कायदंडं च सत्यं शमदमावपि ॥
श्रवणं कीर्त्तनं ध्यानं हरेरद्भुतकर्मणः ।
जन्मकर्म्मगुणानांच तदर्थेऽखिलचेष्टितम् ॥
इष्टं दत्तं तपो जप्तं वृत्तं यश्चात्मनः प्रियम् ।
दारान् सुतान् गृहान् प्राणान् यत्परस्मै निवेदनम् ॥
एवं कृष्णात्मनाथेषु मनुष्येषु च सौहृदम् ।
परिचर्य्यां चोभयत्र महत्सु नृषु साधुषु ॥
परस्परानुकथनं पावनं भगवद्यशः ।
मिथो रतिर्मिथस्तुष्टिर्निवृत्तिर्मिथ आत्मनः ॥

स्मरन्तः स्मारयन्तश्च मिथोऽघौघहरं हरिम् ।
भक्त्या सञ्जातया भक्त्या बिभ्रत्युत्पुलकां तनुम् ॥
क्वचिद्रुदन्त्यच्युतचिन्तया क्वचि
द्धसन्ति नन्दन्ति वदन्त्यलौकिकाः ।
नृत्यन्ति गायन्त्यनुशीलयन्त्यजं-
भवन्ति तूष्णीं परमेत्य निर्वृत्ताः ॥
इति भागवतान् धर्मान् शिक्षेद्भक्त्या तदुत्थया ।
नारायणपरो मायामञ्जस्तरति दुस्तराम् ॥

**અ૦**—આ કારણથી ઉત્તમ કલ્યાણ જાણવાની ઇચ્છાવાળા પુરૂષે, વેદમાં પોહોંચેલ હોવાથી સંશય મટાડનાર અને પરબ્રહ્મમાં અપરોક્ષ અનુભવથી પહોચેલ હોવાથી શિષ્યોના મનમાં પોતાનો બોધ પેસાડનાર ઘણી શાંતિવાળા ગુરૂને શરણે જવું.

ગુરૂની પાસે રહી ગુરૂને જ આત્મ અને ઇષ્ટ દેવ સમજતાં નિષ્કપટ સેવાથી ભગવત્સંબંધી ધર્મ શીખવા, કે જે ધર્મોથી આત્મા અને ભક્તોને પોતાનું સ્વરૂપ આપનાર ભગવાન પ્રસન્ન થાય છે.

મનમાં સર્વ વિષયોથી વૈરાગ્ય, પ્રથમ સાધુ પુરૂષોનો સંગ, પોતાથી હીન પ્રાણિ ઉપર દયા, સમાનની સાથે મૈત્રી અને ઉત્તમોની પાસે નમ્રતા કરવાનું શીખવું.

માટી તથા જળ આદિથી મનની પવિત્રતા, સ્વધર્મનું આચરણ, ક્ષમા, વૃથા બોલવાનો ત્યાગ, વેદપાઠાદિક, સરળતા, ઋતુમાંજ પોતાની સ્ત્રીનો સંગ કરવા આદિ બ્રહ્મચર્ય, પ્રાણિઓનો અદ્રોહ, અને સુખદુઃખ તથા શીતઉષ્ણ આદિ જોટાના પદાર્થોમાં હર્ષ શોકથી રહિતપણું રાખવાનું શીખવું.

સર્વ પદાર્થમાં સત્ અને ચિત્ રૂપે આત્મા રહેલ છે એવો વિચાર, નિયંતાપણાથી ઇશ્વર રહેલ છે એવો વિચાર, એકાંતમાં રહે-

નારપણું, ઘર આદિના અભિમાનથી રહિતપણું, નિર્જન સ્થાનમાં પડેલાં ચીથરાં અથવા શુદ્ધ વલ્કલનું પરિધાન, અને જે કાંઇ મળે તેથી સંતોષ રાખવાનું શીખવું.

ભગવાનનું પ્રતિપાદન કરનારા શાસ્ત્રમાં શ્રદ્ધા, બીજાં શાસ્ત્રોની અનિન્દા, પ્રાણાયામથી મનનો દંડ, મૌનથી વાણીનો દંડ, અનુદ્યમથી ક્રિયાનો દંડ, યથાર્થ ભાષણ, અન્તઃકરણનો નિગ્રહ, અને ઇન્દ્રિયોનો નિગ્રહ રાખવાનું શીખવું.

અદ્દભુત કર્મ કરનારા ભગવાનનાં જન્મ, કર્મ અને ગુણોનું શ્રવણ, કીર્ત્તન, ધ્યાન અને ભગવાનના ઉદ્દેશથી જ સર્વ કર્મ કરવાનું શીખવું.

યજન, દાન, તપ, જપ, સદાચાર, ગંધપુષ્પાદિક પોતાના પ્રિય પદાર્થ અને સ્ત્રી, પુત્ર. ઘર તથા પ્રાણ પણ સેવકપણાથી ઇશ્વરને અર્પણ કરવાનું શીખવું.

એ પ્રમાણે જ જેઓના ભગવાન જ આત્મા અને સ્વામી છે એવા મનુષ્યોમાં સ્નેહ, સ્થાવર જંગમોની સેવા, તેઓમાં પણ મનુષ્યોની વિશેષ સેવા, અને સ્વધર્મ પાળનારાઓની વિશેષ સેવા કરવાનું શીખવું.

પરસ્પરની સાથે ભગવાનના પવિત્ર યશનું વર્ણન અને યશના વર્ણનથી જ મનનું રક્ષણ, સુખ તથા દુઃખોની નિવૃત્તિ રાખવાનું શીખવું.

આ પ્રમાણે વર્તનારા અને પાપના સમૂહને હરનારા ભગવાનનું સ્મરણ કરતા તથા પરસ્પર સ્મરણ કરાવતા ભક્તોના શરીમાં સાધન ભક્તિથી ઉત્પન્ન થયેલી પ્રેમલક્ષણા ભક્તિથી રૂવાડાં ઉભાં થઈ જાય છે.

આવા અલૌકિક ભક્તો કોઇ સમયે ભગવાનનું ચિંતન કરતાં રૂવે છે, કોઈ સમયે હસે છે, કોઈ સમયે રાજી થાય છે, કોઇ સમયે વાતો કરે છે, કોઈ સમયે નાચે છે, કોઈ સમયે ગાય છે, કોઈ સમયે ભગવાનની લીલાનું અનુકરણ કરે છે અને કોઇ સમયે તદાકાર થઇ જતાં સુખ પામીને ચૂપ થઈ જાય છે.

આ પ્રમાણે ભગવત્સંબંધી ધર્મોને શીખતો અને નારાયણને તત્પર રહેતો પુરૂષ એ ધર્મોથી ઉત્પન્ન થયેલી ભક્તિના પ્રભાવથી દુસ્તર માયાને પણ અનાયાસે તરે છે.

શ્રી૰ ભા. ૧૧. ૩. ૨૧–૩૩ )

**तात्पर्यः**—તેથી એવિધ શાસ્ત્રીય ઉપાયો વડે મનઃશુદ્ધિ સંપાદન કરવી યોગ્ય છે.

**अव०**—શરણે આવેલા પુરૂષની બુદ્ધિસૌકર્યાર્થે (સુગમસિદ્ધિઅર્થે) ભૂમિકા ભેદવડે તે શાસ્ત્રીય ઉપાયોની જ '**उपाया**' ઇતિ વાક્યાર્થ વડે પ્રતિજ્ઞા કરે છે—

**उपायाः प्रथम स्कन्धे नारदेनोपवर्णिताः ।**
**संक्षेपात्तानहं वक्ष्ये भूमिभेदविभागतः ॥ ३१ ॥**

**अ०**—પ્રથમ સ્કન્ધમાં નારદે ઉપાયોનું ઉપવર્ણન કરેલું તેનું હું સંક્ષેપથી ભૂમિભેદવિભાગપૂર્વક કથન કરીશ. ૩૧

તે ઉપાયોનું જ '**प्रथमं**' ઇત્યાદિ વાક્યાર્થવડે કથન કરે છે—

**प्रथमं महतां सेवा तद्दयापात्रता ततः ।**
**श्रद्धाऽथ तेषां धर्मेषु ततो हरिगुणश्रुतिः ॥ ३२ ॥**
**ततो रत्यंकुरोत्पत्तिः स्वरूपाधिगतिस्ततः ।**
**प्रेमवृद्धिः परानन्दे तस्याथ स्फुरणं ततः ॥ ३३ ॥**
**भगवद्धर्मनिष्ठातः स्वस्मिंस्तद्गुणशालिता ।**
**प्रेम्णोऽथ परमा काष्ठेत्युदिता भक्तिभूमिका ॥ ३४ ॥**

**अ०**—પ્રથમ મહાન્ પુરૂષોની સેવા, તેથી તેઓની દયાપાત્રતા, તેથી તેમના ધર્મોપરત્વે શ્રદ્ધા, તેથી હરિગુણનું શ્રવણ, તેથી

રત્યાંકુરોત્પત્તિ (પ્રેમાંકુરની ઉત્પત્તિ), તેથી સ્વરૂપપ્રાપ્તિ, તેથી પરાનન્દસ્વરૂપ વિષે પ્રેમવૃદ્ધિ, તેથી પરમાનન્દનું સ્ફુરણ, તેથી ભગવદ્ધર્મની નિષ્ઠા, પોતાના વિષે તેવા ગુણોનું હોવાપણું, તે પછી પ્રેમની પરમકાષ્ઠા એ રીતે ભક્તિભૂમિકાનું નિરૂપણ કરેલું છે. (૩૨–૩૪)

તેજ પ્રકારે વ્યાસનારદના સંવાદમાં નારદે કહ્યું છેઃ—

अहं पुराऽतीतभवेऽभवं मुने !
दास्याश्च कस्याश्चन वेदवादिनाम् ।
निरूपितो बालक एव योगिनां-
शुश्रूषणे प्रावृषि निर्विविक्षताम् ॥
ते मय्यपेताखिलचापलेऽर्भके
दान्तेऽधृतक्रीडनकेऽनुवर्त्तिनि ।
चक्रुःकृपां यद्यपि तुल्यदर्शनाः
शुश्रूषमाणे मुनयोऽल्पभाषिणि ॥
उच्छिष्टलेपाननुमोदितो द्विजैः
सकृत्स्म भुञ्जे तदपास्तकिल्बिषः ।
एवं प्रवृत्तस्य विशुद्धचेतस-
स्तद्धर्म एवात्मरुचिः प्रजायते ॥
तत्रान्वहं कृष्णकथाः प्रगायता-
मनुग्रहेणाशृणवं मनोहराः ।
ताः श्रद्धया मेऽनुपदं विशृण्वतः
प्रियश्रवस्यङ्ग ममाभवद्रुचिः ॥
तस्मिंस्तदा लब्धरुचेर्महामते !

प्रियश्रवस्यस्खलिता मतिर्मम ।
ययाऽहमेतत् सदसत्स्वमायया
पश्ये मयि ब्रह्मणि कल्पितं परे ॥
इत्थं शरत्प्रावृषिकावृतू हरे-
र्विशृण्वतो मेऽनुसवं यशोऽमलम् ।
संकीर्त्यमानं मुनिभिर्महात्मभि–
र्भक्तिःप्रवृत्ताऽत्मरजस्तमोऽपहा ॥
तस्यैवं मेऽनुरक्तस्य प्रश्रितस्य हतैनसः
श्रद्दधानस्य बालस्य दान्तस्यानुचरस्य च ॥
ज्ञानं गुह्यतमं यत्तत् साक्षाद्भगवतोदितम् ।
अन्ववोचन् गमिष्यन्तः कृपया दीनवत्सलाः ॥
येनैवाहं भगवतो वासुदेवस्य वेधसः ।
मायाऽनुभावमविदं येन गच्छन्ति तत्पदम् ॥
एतत् संसूचितं ब्रह्मंस्त्वया यद्विचिकित्सितम् ।
यदीश्वरे भगवति कर्म ब्रह्मणि भावितम् ॥
आमयो यश्च भूतानां जायते येन सुव्रत !
तदेव ह्यामयं द्रव्यं न पुनाति चिकित्सितम् ॥
एवं नृणां क्रियायोगाः सर्वे संसृतिहेतवः ।
त एवात्मविनाशाय कल्पन्ते कल्पिताः परे ॥
यदत्र क्रियते कर्म भगवत्परितोषणम् ।
ज्ञानं यत्तदधीनं हि भक्तियोगसमन्वितम् ॥

कुर्वाणा यत्र कर्माणि भगवच्छिक्षयाऽसकृत् ।
गृणन्ति गुणनामानि कृष्णस्यानुस्मरन्ति च ॥
ॐनमो भगवते तुभ्यं वासुदेवाय धीमहि ।
प्रद्युम्नायानिरुद्धाय नमः संकर्षणाय च ॥
इति मूर्त्त्यभिधानेन मन्त्रमूर्त्तिममूर्त्तिकम् ।
यजते यज्ञपुरुषं स सम्यग्दर्शनः पुमान् ॥
इमं स्वनिगमं ब्रह्मन्नवेत्य मदनुष्ठितम् ।
अदान् मे ज्ञानमैश्वर्य्यं स्वस्मिन् भावञ्च केशवः ॥

**અ૦**—હે મુનિ ! હું પૂર્વજન્મમાં વેદવાદીઓની કોઈ એક દાસી થકી જન્મ પામ્યો હતો અને મને ચોમાસામાં એક ઠેકાણે રહેવાને ઇચ્છતા એવા યોગીઓની સેવામાં રાખ્યો હતો.

સર્વજાતિનું ચપળપણું જેનું ગયું છે એવો બાળક, જિતેન્દ્રિય, ત્યાગ કરેલ છે રમવાનાં સાધન જેણે એવો, અનુકૂળ વર્તવાવાળો, સેવાને કરતો અને થોડું બોલવાના સ્વભાવવાળો એવો તેને વિષે તે મુનિઓ પણ જો કે સમદર્શિ હતા તો પણ દયા કરતા હતા.

તે બ્રાહ્મણ મુનિઓની આજ્ઞાથી પાત્રમાં વળગેલાં ઉચ્છિષ્ટને જે જમતો તેથી નાશ થયેલ છે સર્વ પાપ જેનાં એવો, એવી રીતે સેવા કરતો અને શુદ્ધ ચિત્તવાળો એવો હું તેની તેઓના ધર્મમાં એટલે ઇશ્વર ભજનમાં રૂચિ થઇ.

હે મુનિ ! ત્યાં કૃષ્ણની મનોહર કથાને ગાતા એવા તે મુનિઓના અનુગ્રહથી હું તે કથાઓને સાંભળતો હતો, અને મારી પોતાની શ્રદ્ધાવડે પદેપદે શ્રવણ કરતો એવો હું તેને ઇશ્વરને વિષે રૂચિ થઇ.

તે ભગવાનને વિષે પ્રીતિ થયા પછી મને તેજ ભગવાનમાં તે સમયે દૃઢમતિ થઈ કે જે મતિ વડે પ્રપંચ થકી જૂદો પરબ્રહ્મરૂપ

એવો હું તેને વિષે, સત્ અને અસત્ એટલે સ્થૂળ અને સૂક્ષ્મ એવું આ શરીર પોતાની અવિદ્યાવડે કલ્પેલું છે એમ જાણું છું.

એ રીતે શરદ અને વર્ષાઋતુમાં મહાત્મા મુનિઓએ ગવાતા હરિભગવાનના નિર્મળ યશને ત્રણે વખત શ્રવણ કરતો એવો હું તેને બુદ્ધિના રજોગુણ અને તમોગુણને મટાડનારી ભક્તિ પ્રાપ્ત થઈ.

શ્રદ્ધાવાળો, બાળક, જીતેન્દ્રિય, અને ચાકર એવો હું તેને, દીન જેને વહાલા છે અને જવાને ઇચ્છા કરતા એવા મુનિઓએ કૃપા કરીને સાક્ષાત્ ભગવાને કહેલું છાનામાં છાનું જ્ઞાન કહ્યું.

જે જ્ઞાન વડે ભગવાન વાસુદેવ એવા વિધાતાની માયાના અનુભાવને મેં જાણ્યો, કે જે જાણવાથી તે ઇશ્વરના પદને પુરૂષો પામે છે.

હે વ્યાસજી ! આ અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એવા ત્રણે તાપને મટાડનારૂં, સર્વને નિયમમાં રાખનારા બ્રહ્મરૂપ ભગવાનને વિષે અર્પણ કરેલું જે કર્મ, તે તમને કહી દેખાડયું.

હે સારાં વ્રતવાળા વ્યાસજી ! જે દ્રવ્યથી પ્રાણિઓને જે રોગ ઉત્પન્ન થાય છે તે રોગને તે જ દ્રવ્ય મટાડી શકતું નથી, પણ બીજા દ્રવ્યથી મળેલું અથવા સંસ્કાર પામેલું હોય તો તે રોગને મટાડી શકે છે.

એ રીતે માણસોના સર્વ ક્રિયાના યોગો સંસારના હેતુરૂપ છે. પરન્તુ તે જો ઇશ્વરને વિષે અર્પણ કરેલા હોય તો કર્મની નિવૃત્તિને માટે કલ્પાય છે, એટલે કર્મનો નાશ કરવામાં સમર્થ થાય છે.

જે ભગવાનને પ્રસન્ન કરનારૂં કર્મ અંહી કરાય છે તે કર્મ ભક્તિયોગવાળું અને તે ભગવાનને આધીન એવું જ્ઞાન ઉત્પન્ન કરે છે.

જ્યારે ભગવાનની આજ્ઞા વડે નિરંતર કર્મને કરનારા પુરૂષો થાય છે ત્યારે તે ભગવાનના ગુણને અને નામને ગાય છે અને સ્મરણ કરે છે.

ભગવાન એવા તમને નમન કરીએ છીએ, વાસુદેવ એવા તમને મનવડે નમન કરીએ છીએ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, સંકર્ષણ એવા તમને નમીએ છીએ.

એ રીતે મૂર્ત્તિઓના નામથી નિરાકાર અને મંત્રની મૂર્ત્તિરૂપ યજ્ઞપુરૂષ ઇશ્વરને જે પૂજે છે તે પુરૂષ સારા જ્ઞાનવાળો થાય છે.

હું પણ એવી જ રીતે કરતો હતો, તો હે બ્રહ્મન્! આ મારો ઉપદેશ નારદે પાળ્યો એમ જાણી તે કેશવ ભગવાને મને જ્ઞાન, ઇશ્વરપણું અને પોતાને વિષે પ્રીતિ આપી.

( **શ્રી. ભા.** ૧. ૫. ૨૩–૩૯ )

**ભગવત્સેવા** બે પ્રકારની હોય છે; ભગવાનના ભક્તની સેવા અને બીજી સાક્ષાત્ ભગવાનની સેવા; તેમાં પહેલી, જે પ્રકારે નીચે કહ્યું છે તેવી હોય છે:—

महत्सेवां द्वारमाहुर्विमुक्ते–
स्तमोद्वारं योषितां संगिसंगम् !
महान्तस्ते समचित्ताः प्रशान्ता–
विमन्यवः सुहृदः साधवो ये ।
ये वा मयीश कृतसौहृदार्था–
जनेषु देहम्भरवार्त्तिकेषु ।
गृहेषु जायाऽऽत्मजरातिमत्सु
न प्रीतियुक्ता यावदर्थाश्च लोके ॥

તેમ જ કહ્યું છે:—

प्रसंगमजरं पाशमात्मनः कवयो विदुः ।
स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतम् ॥
तितिक्षवः कारुणिकाः सुहृदः सर्वदेहिनाम् ।
अजातशत्रवः शान्ताः साधवः साधुभूषणाः ॥
मय्यनन्येन भावेन भक्तिं कुर्वन्ति ये दृढाम् ।

मत्कृते त्यक्तकर्माणस्त्यक्तस्वजनबान्धवाः ॥
मदाश्रयाः कथामृष्टाः शृण्वन्ति कथयन्ति च ।
तपन्ति विविधास्तापा नैतान् मद्गतचेतसः ॥
त एते साधवः साध्वि ! सर्वसंगविवार्जिताः ।
संगस्तेष्वथ ते प्रार्थ्यः संगदोषहरा हि ते ॥

તેમ જ કહ્યું છેઃ—

यत्पादसंश्रयाः सूत ! मुनयः प्रशमायनाः ।
सद्यः पुनन्त्युपस्पृष्टाः स्वर्धुन्यापोऽनुसेवया ॥
तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम् ।
भगवत्संगिसंगस्य मर्त्यानां किमुताशिषः ॥

તેમ જ કહ્યું છેઃ—

दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुरः ।
तत्रापि दुर्लभं मन्ये वैकुंठप्रियदर्शनम् ॥
अत आत्यन्तिकं क्षेमं पृच्छामो भवतोऽनघाः ।
संसारेऽस्मिन् क्षणार्द्धोऽपि सत्संगः शेवधिर्नृणाम् ॥

તેમ જ કહ્યું છેઃ—

न रोधयति मां योगो न सांख्यं धर्म उद्धव !
न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्त्तं न दक्षिणाः ॥
व्रतानि यज्ञाच्छन्दांसि तीर्थानि नियमा यमाः ।
यथाऽवरुन्धे सत्संगः सर्व्वसंगापहो हि माम् ॥
सत्संगेन हि दैतेया यातुधाना मृगाः खगाः ।
गन्धर्व्वाप्सरसो नागाः सिद्धाश्चारणगुह्यकाः ॥

विद्याधरा मनुष्येषु वैश्याः शूद्राः स्त्रियोऽन्त्यजाः।
रजस्तमःप्रकृतयस्तस्मिन् युगेऽनघ !
बहवो मत्पदं प्राप्तास्त्वाष्ट्रकायाधवादयः ॥

**અ०**—મહાત્માપુરૂષોની સેવા એ મોક્ષનું દ્વાર છે અને સ્ત્રીઓ-ના સંગીઓનો સંગ એ નરકનું દ્વાર છે એમ કહેવાય છે. જેઓ સમદૃષ્ટિ રાખનાર, શાંતિવાળા, ક્રોધરહિત. સર્વના મિત્ર અને સદા-ચારવાળા હોય તેઓને મહાત્મા સમજવા. ૨

અથવા, હું કે જે પરમેશ્વર છું તેમાં જ સ્નેહ રાખવારૂપી પુરૂષાર્થ કરનારા, પેટ ભરવાની જ વાતો કરનારા લોકોમાં તથા સ્ત્રી, પુત્ર, મિત્ર, અને ધનમાં પ્રીતિ નહિ રાખનારા અને દેહના નિર્વાહ કરતાં વધારે ઈચ્છા નહિ રાખનારા જેઓ હોય તેમને મહાત્મા સમજવા. ( **શ્રી. ભા.** ૫. ૫. ૨–૩ )

સંગ કરવો એ આત્માને ત્રુટે નહિ એવો પાશ છે એમ વિ-દ્વાનોનો સિદ્ધાંત છે; પણ તે જ સંગ જો સાધુઓનો કર્યો હોય તો ખુલેલું મોક્ષનું દ્વાર છે. ( **શ્રી. ભા.** ૩. ૨૫. ૨૦ )

સુખ દુ:ખને સહન કરનારા, દયાવાળા, સર્વ પ્રાણીઓના મિત્ર, કોઈને શત્રુ તો માને જ નહિ એવા શાંત, શાસ્ત્ર પ્રમાણે ચાલનારા સારો સ્વભાવ જ જેને ઘરેણું છે એવા, એક ભાવથી મારી દૃઢ ભક્તિ કરનારા, મારા માટે સર્વ કર્મનો ત્યાગ કરનારા, સ્વજન અને બાંધવોના સ્નેહને મૂકી દેનારા અને નિરંતર મારી પવિત્ર કથાઓને સાંભળનારા તથા વર્ણન કરનારા જેઓ હોય, તેઓને સાધુ જાણવા; એ લોકોનું ચિત્ત મારામાં જ લાગી રહ્યું હોય છે. તેથી તેઓને અનેક પ્રકારના તાપ પીડા કરતા નથી. ( **શ્રી. ભા.** ૩. ૨૫. ૨૧–૨૩ )

હે સાધ્વી ! સર્વ પ્રકારની આસક્તિઓનો જેઓએ ત્યાગ કર્યો હોય તેઓ સાધુ કહેવાય છે; તે માટે એવા લોકોનો જ સંગ કરવો; કેમકે એઓ વિષયસંગના દોષને મટાડે છે. ( **શ્રી. ભા.** ૩. ૨૫. ૨૪ )

ગંગાનું જળ તો ઘણો વખત સેવવાથી પવિત્ર કરે છે, પણ જે ભગવાનના ચરણારવિંદને આશ્રય કરનારા અને શાંતિનો જ જેને આશ્રય છે, એવા મુનિઓ પાસે જવાથી તત્કાળ પવિત્ર કરે છે.

**( શ્રી. ભા. ૧-૧-૧૫ )**

અને ભગવદ્‌ભક્તાના સંગના લેશની બરાબર સ્વર્ગ અથવા મુક્તિને પણ ગણતા નથી, ત્યારે માણસોનાં તુચ્છ રાજ્ય આદિ સુખો તો કોણ માત્ર છે ! **( શ્રી. ભા. ૧. ૧૮. ૧૩ )**

ઘણા અવતારમાં ફરતા નરોને આ મોક્ષના સાધનરૂપ મનુષ્યોનો દેહ ક્ષણભંગુર છતાં પણ દુર્લભ છે, અને તેમાં પણ વૈષ્ણવોનું દર્શન દુર્લભ છે એમ માનું છું. **( શ્રી. ભા. ૧૧. ૨. ૨૯ )**

હે નિર્મળ પુરૂષો ! એટલા માટે સર્વોત્તમ કલ્યાણ શું છે ? તે આપ લોકોને પૂછું છું; કારણ કે આ સંસારમાં અરધા ક્ષણનો સત્સંગ પણ મનુષ્યોને ભંડાર મળવાની પેઠે આનંદ આપે છે.

**( શ્રી. ભા. ૧૧. ૨. ૩૦ )**

સઘળા સંગોને મટાડનારો સત્સંગ જેવી રીતે મને વશ કરે છે. તેવી રીતે યોગ, તત્ત્વવિવેક, ધર્મ, વેદાધ્યયન, તપ, સંન્યાસ, યજ્ઞ, વાવકૂવા આદિ કરાવવારૂપ પૂર્ત્ત, દક્ષિણા, વ્રત, દેવપૂજન, મંત્રો, તીર્થ, નિયમ કે યમો મને વશ કરતા નથી. **( શ્રી. ભા. ૧૧. ૧૨. ૧ )**

દૈત્યો, રાક્ષસો, મૃગો, પક્ષીઓ, ગન્ધર્વો, અપ્સરાઓ, નાગ લોકો, સિદ્ધો, ચારણો, યક્ષો, વિદ્યાધરો, માણસોમાં પણ વૈશ્યો, શૂદ્રો કે જેઓ રજોગુણી કે તમોગુણી સ્વભાવવાળા હતા, તેઓ પણ તે યુગમાં કેવળ સત્સંગથી મને પામ્યા છે. **( શ્રી. ભા. ૧૧. ૧૨. ૧-૫ )**

સાક્ષાત્ ભગવાનની સેવા સંબંધમાં જેમ કહ્યું છેઃ—

वृषपर्व्वा बलिर्बाणो मयश्चाथ विभीषणः ।
सुग्रीवो हनुमानृक्षो गजो गृध्रो वणिक्पथः ॥

व्याधः कुब्जा व्रजे गोप्यो यज्ञपत्न्यस्तथाऽपरे ।
ते नाधीतश्रुतिगणा नोपासितमहत्तमाः ॥
अव्रतातप्ततपसः सत्संगान्मामुपागताः ।
केवलेन हि भावेन गोप्यो गावो नगा मृगाः ॥
येऽन्ये मूढधियो नागाः सिद्धा मामीयुरञ्जसा ।
यं न योगेन सांख्येन दानव्रततपोऽध्वरैः ॥
व्याख्यास्वाध्यायसंन्यासैः प्राप्नुयाद् यत्नवानपि ॥
(श्री. भा. ११-१२. ५-९)

मत्कामा रमणं जारमस्वरूपविदोऽबलाः ।
ब्रह्म मां परमं प्रापुः संगाच्छतसहस्रशः ॥
तस्मात् त्वमुद्धवोत्सृज्य चोदनां प्रतिचोदनाम् ।
प्रवृत्तिं च निवृत्तिं च श्रोतव्यं श्रुतमेव च ॥
मामेकमेव शरणमात्मानं सर्व्वदेहिनाम् ।
याहि सर्व्वात्मभावेन यास्यसि ह्यकुतोभयः ॥
(श्री. भा. ११-१२. १३-१५)

**જ૦**—હે ઉદ્ધવ ! વૃત્રાસુર, પ્રહલાદ આદિ, વૃષપર્વા, બળિરાજા, બાણાસુર, મયદાનવ, વિભીષણ, સુગ્રીવ, હનુમાન, જાંબવાન, ગજેન્દ્ર, જટાયુપક્ષી, તુલાધાર વાણીઓ, ધર્મવ્યાધ, કુબ્જા, વ્રજની ગોપીઓ, યજ્ઞકરનારા બ્રાહ્મણોની સ્ત્રીઓ, અને બીજાઓ પણ સત્સંગથી જ મને પામ્યા છે.

એઓએ વેદનું અધ્યયન કર્યું ન હતું, અધ્યયનને માટે મહાત્મા પુરૂષોની ઉપાસના કરી ન હતી, વ્રત કર્યાં ન હતાં, અને તપ પણ કર્યાં ન હતાં; તોપણ સત્સંગથી (મારા અને મારા ભક્તોના સંગથી) મને પામ્યા છે.

ગોપીઓ, ગાયો, વૃક્ષો, મૃગો, નાગ અને બીજા પણ મૂઢ બુદ્ધિવાળા જીવો સત્સંગથી મળેલા કેવળ ભાવથી જ કૃતાર્થ થઇને મને અનાયાસથી પામ્યા છે. વૃત્રાસુરાદિકને કદાચ બીજાં સાધનો પણ હોય પરન્તુ ગોપી અને ગાયો આદિકને તો બીજાં કાંઇ સાધન હતાં જ નહિ.

યોગ, સાંખ્ય, દાન, વ્રત, યજ્ઞ, વ્યાખ્યાન, વેદાધ્યયન અને સંન્યાસના યત્ન કરે તો પણ જે મારા સ્વરૂપને પામતા નથી તે સ્વરૂપને ઉપર કહેલાં પ્રાણિઓ કેવળ સત્સંગથી જ પામ્યા છે.

( શ્રી. ભા. ૧૧-૧૨, ૫-૯ )

આ પ્રમાણે મારી જ કામના રાખનારી એ સેંકડો અને હજારો અબળાઓ જોકે મારા સ્વરૂપને જાણતી ન હતી તો પણ હું કે જે તેઓએ જારબુદ્ધિથી સમજેલો પરબ્રહ્મ છું તેને સત્સંગના મહિમાને લીધે પામી હતી. ( શ્રી. ભા. ૧૧. ૧૨. ૧૩ )

હે ઉદ્ધવ ! મારા ભજનનો પ્રભાવ એવો છે એટલા માટે તમે શ્રુતિ, સ્મૃતિ, વિધિ, નિષેધ, પ્રવૃત્ત કર્મ, નિવૃત્ત કર્મ, સાંભળવાનું અને સાંભળેલું છોડી દઇને હું કે જે સર્વ પ્રાણિઓનો એકજ આત્મા છું તેનું જ 'સર્વ જગત્ ભગવત્સ્વરૂપ છે' એવા ભાવથી શરણ લ્યો અને મને પ્રાપ્ત થઇને સંસારના સઘળા ભયથી છૂટી જાઓ.

( શ્રી. ભા. ૧૧. ૧૨, ૧૪-૧૫ )

તેથી અહીં આ પ્રમાણે નિષ્કર્ષ સિદ્ધ થાય છે:—

યથાયોગ્ય ભગવત્સંગ વા ભગવત્સંગિસંગ ( ભક્તસંગ ) વિના ભક્તિ ઉદયને પામતી નથી; તેમાં આટલો જ વિશેષ હોય છે:—

ભગવત્સંગિઓને કૃતકૃત્યતા સિદ્ધ હોવાથી. અન્યસંગની અપેક્ષા હોતી નથી, અને ભગવત્સંગિના સંગ રાખનારાઓને તો ફલપણાએ કરીને ભગવત્સંગની અપેક્ષા અવશ્ય વિદ્યમાન હોય છે; આ રીતે, મહત્સેવા બે પ્રકારની છે તેનું વ્યાખ્યાન કર્યું.

ભગવત્સેવાથી ભગવાનની દયાપાત્રતા સિદ્ધ થાય છે; તે મહાન પુરૂષોને તે ( ભગવાનની દયાપાત્રતા ) સ્વવિષયભૂત હોવાથી, પોતાના સુશીલતા આદિ ગુણો વડે તે સિદ્ધ થાય છે; વળી શ્રી ભગવાનને તે ગુણોની ઉક્તિ કરેલી છેઃ—

कृपालुरकृतद्रोहस्तितिक्षुः सर्व्वदेहिनाम् ।
सदासारोऽनवद्यात्मा समः सर्व्वोपकारकः ।
कामैरहतधीर्दान्तो मृदुः शुचिरकिञ्चन ।
अनीहो मितभुक् शान्तः स्थिरो मच्छरणो मुनिः ॥
अप्रमत्तो गभीरात्मा धृतिमान् जितषड्गुणः ।
अमानी मानदः कल्पो मैत्रः कारुणिकः कविः ॥

( श्री. भा. ११. ११. २९–३१ )

અ૦—(સાધુનાં આ પ્રમાણે ત્રીશ લક્ષણ છે)–પરાયાં દુઃખોન નહીં સહન કરનાર, કોઇ પણ પ્રાણિનો દ્રોહ નહીં કરનાર, ક્ષમાવાળો, સત્યરૂપ બળવાળો, ઇર્ષ્યાદિકથી રહિત, સુખદુઃખમાં સમાન, યથાશક્તિ સર્વનો ઉપકાર કરનાર, વિષયોથી નહિ ક્ષોભ પામતા મનવાળો, ઇન્દ્રિયોને જીતનાર, કોમળ ચિત્તવાળો, સારો આચાર પાળનાર, પરિગ્રહ નહિ કરનાર, આ લોકના સુખ માટે કશી ક્રિયા નહિ કરનાર, થોડું જમનાર, શાંત, સ્વધર્મમાં સ્થિર, મારા જ આશ્રયથી રહેનાર, મનન કરનાર, સાવધાન, નિર્વિકાર, કષ્ટના સમયમાં પણ ધૈર્ય રાખનાર, ક્ષુધાપિપાસા, શોક, મોહ, જરા તથા મૃત્યુને પોતામાં નહિ માનનાર, માનની ઇચ્છા નહીં ધરાવનાર, બીજાઓને માન આપનાર, બીજાને જ્ઞાન દેવામાં ચતુર, કોઇને નહિ ઠગનાર, કરૂણાથી જ સઘળી પ્રવૃત્તિ કરનાર, અને સારી રીતના જ્ઞાનવાળો જે પુરૂષ હોય તે સાધુ કહેવાય છે.

તેજ રીતે કહ્યું છેઃ—

मदभिज्ञं गुरुं शान्तमुपासीत मदात्मकम् ।
अमानी मत्सरो दक्षो निर्म्ममो दृढसौहृदः ॥
असत्वरोऽर्थजिज्ञासुरनसूयुरमोघवाक् ।
जायाऽपत्यगृहक्षेत्रस्वजनद्रविणादिषु ॥
उदासीनः समं पश्यन् सर्वेष्वर्थमिवात्मनः ॥

(श्री॰ भा॰ ११-१०, ५-७)

**અ૦**—યમોમાં પણ આદર મૂકીને શાંત, હું રૂપ અને મને જાણનાર ગુરૂની સેવા કરવી. ગુરૂનું સેવન કરનારા પુરૂષે માન, મત્સર આળસ કે સ્ત્રીપુત્રાદિકમાં મમતા રાખવા નહિ. ગુરૂમાં દૃઢ પ્રેમ રાખવો, વ્યગ્રતા રાખવી નહિ, સાચા તત્ત્વનો વિચાર કરવો, ઈર્ષ્યા રાખવી નહિ, વ્યર્થ બોલવું નહિ.

સ્ત્રી, સંતાન, ઘર, ક્ષેત્ર, સ્વજન અને ધન ઇત્યાદિકમાં ઉદાસીન રહેવું, અને વિચાર કરવો કે “ સર્વ શરીરોમાં આત્મા એક જ છે માટે સર્વને સર્વનાં સ્ત્રીપુત્રાદિકથી જે સુખ મળે છે તે મને જ મળે છે તેથી મારાં સ્ત્રીપુત્રાદિકમાં મારે શા માટે મમતા રાખવી ” આવા વિચારથી સ્ત્રીપુત્રાદિકમાં ઉદાસીન રહીને ગુરૂની સેવા કરવી. ઇત્યાદિ;

આનો જેમ પ્રહ્લાદ ઉદારણરૂપ છે:—

तस्य दैत्यपतेः पुत्राश्चत्वारः परमाद्भुताः ।
प्रह्लादोऽभून्महांस्तेषां गुणैर्महदुपासकः ॥
ब्रह्मण्यः शीलसंपन्नः सत्यसन्धो जितेन्द्रियः ।
आत्मवत् सर्व्वभूतानामेकः प्रियसुहृत्तमः ॥
दासवत् संनतार्य्यांघ्रिः पितृवत् दीनवत्सलः ।
भ्रातृवत् सदृशः स्निग्धो गुरुष्वीश्वर भावनः ।

विद्याऽऽर्थरूपजन्माढयो मानदम्भविवर्जितः ॥
नोद्विग्नचित्तो व्यसनेषु निस्पृहः
श्रुतेषु दृष्टेषु गुणेष्ववस्तुदृक् ।
दान्तेन्द्रियप्राणशरीरधीः सदा
प्रशान्तकामो रहितासुरोऽसुरः ॥

( श्री॰ भा॰ ७-४, ३०-३३ )

**અ૦**—એ દૈત્યોના રાજા હિરણ્યકશિપુને મહા અદ્દ્ભુત ચાર પુત્રો થયા. તેઓમાં સર્વ કરતાં પ્રહ્લાદ ગુણથી મોટો હતો અને મહાત્માઓનો ભક્ત હતો.

એ પ્રહ્લાદ બ્રાહ્મણોને માનનાર, સારા સ્વભાવવાળો, વચન પાળનાર, જીતેન્દ્રિય, અને સર્વ પ્રાણિઓને પોતાના આત્માની પેઠે અત્યંત પ્યારો અને પરમ મિત્ર હતો.

મહાત્મા પુરૂષોના ચરણમાં દાસની પેઠે નમતો હતો, રાંક લોકો ઉપર તેઓના બાપની પેઠે પ્રેમ રાખતો હતો. જે પુરૂષ પોતાની બરાબર હતા તેઓના ઉપર ભાઈના જેવો સ્નેહ રાખતો હતો. ગુરૂને ઈશ્વર કરી માનતો હતો. વિદ્યા, ધન, રૂપ અને કુળથી સંપન્ન હતો તો પણ અભિમાન કે અક્કડપણું રાખતો નહોતો.

દુઃખથી ઉદ્વેગ પામતો નહોતો. આ લોક તથા પરલોક સંબંધી વિષય સુખને ખોટાં માનતો હતો તેથી તેઓમાં તેને ઈચ્છા હતી નહીં. ઇન્દ્રિય, પ્રાણ, શરીર અને બુદ્ધિને વશ રાખતો હતો. નિરન્તર તેની સઘળી કામનાઓ શાંતજ રહેતી હતી; જાતે અસુર હતો તો પણ તેમાં અસુરના ગુણ હતા નહિ, ( **શ્રી॰ ભા॰** ૭. ૪. ૩૦-૩૩ )

આ રીતના શિષ્ય ગુણના અભાવે તો મહત્તમ પુરૂષનો સંગ નિરર્થક થાય છે: એમ **તદ્દયાપાત્રતા** ( તે મહાત્માની દયાપાત્રતા ) બીજી ભૂમિકા છે. તે પણ બે પ્રકારની હોય છે; એક સ્વપ્રયત્નની

અપેક્ષા રહિત અને બીજી તેની અપેક્ષા સહિત; તેમાં પહેલા પ્રકાર સંબંધમાં જેમ નીચે પ્રમાણે કહ્યું છેઃ—

तप्तहेमनिकायाभं शितिकण्ठं त्रिलोचनम् ।
प्रसादसुमुखं वीक्ष्य प्रणेमुर्जातकौतुकाः ॥
स तान् प्रपन्नार्त्तिहरो भगवान् धर्म्मवत्सलः ।
धर्म्मज्ञान् शीलसम्पन्नान् प्रीतान् प्रीत उवाच ह ॥

શ્રી રુદ્ર કહે છેઃ—

यूयं वेदिषदः पुत्रा विदितं वश्चिकीर्षितम् ।
अनुग्रहाय भद्रं व एवं मे दर्शनं कृतम् ॥
यः परं रंहसः साक्षात् त्रिगुणाज्जीवसंज्ञितात् ।
भगवन्तं वासुदेवं प्रपन्नः स प्रियो हि मे ॥
स्वधर्मनिष्ठः शतजन्मभिः पुमान्
विरिञ्चतामेति ततः परं हि माम् ॥
अव्याकृतं भागवतोऽथ वैष्णवं—
पदं यथाऽहं विबुधाः कलाऽत्यये ॥
अथ भागवता यूयं प्रियाः स्थ भगवान् यथा ।
न मद्भागवतानाञ्च प्रेयानन्योऽस्ति कर्हिचित् ॥
इदं विविक्तं जप्तव्यं पवित्रं मंगलं परम् ।
निःश्रेयसकरञ्चापि श्रूयतां तद्वदामि वः ॥
इत्यनुक्रोशहृदयो भगवानाह ताञ्छिवः ।
बद्धाञ्जलीन् राजपुत्रान् नारायणपरो वचः ॥

(श्री. भा. ४–२४, २५–३२)

इत्यादौ रुद्रप्राचेतससंवादे यथा वा ।
ते मय्यपेताखिलचापलेऽर्भके ॥

( श्रीं॰ भा॰ १-९-२४ )

**અ૦**—તપાવેલા સોનાના ઢગલા જેવા નીલકંઠ, ત્રણ નેત્રવાળા અને પ્રસન્ન મુખવાળા, તે સદાશિવને જોઇને તેમને મોટા આશ્ચર્યથી તેઓએ પ્રણામ કર્યા. ૨૫

ધર્મવત્સલ અને શરણાગતની પીડા હરનારા સદાશિવે તે પ્રચેતાઓને જેઓ ધર્મજાણનારા, સારા સ્વભાવવાળા, અને રાજી થએલા હતા, તેઓને પ્રીતિથી નીચે પ્રમાણે કહ્યું. ૨૬

**સદાશિવ** કહે છે—હે પ્રાચીનબર્હિના પુત્રો! તમે જે કરવા ઇચ્છો છો તે મેં જાણ્યું છે; અને તમારા ઉપર અનુગ્રહ કરવા સારૂ જ આ પ્રમાણે મેં દર્શન આપ્યું છે. ૨૭

કેમકે, જે ભગવાન સૂક્ષ્મમાયાથી ( પ્રકૃતિથી ) અને પુરૂષથી પણ પર છે, તેમનો જે ભક્ત હોય તે મને પ્રિય છે. ૨૮

સ્વધર્મ પાળનાર પુરૂષ સેંકડો અવતાર પછી બ્રહ્માની પદવી પામે છે અને તે કરતાં પણ વધારે પુણ્ય હોય તો મને પામે છે. પરંતુ જે ભગવાનનો ભક્ત હોય, તે મરણ પામ્યા પછી તુરત જ નિર્વિકાર વિષ્ણુનું પદ પામે છે. હું અને બીજા દેવતાઓ પણ વાસનાઓનો નાશ થયા પછી વિષ્ણુના પદને જ પામવાના છીએ. ૨૯

એટલા માટે મને ભગવાન જેવા વહાલા છે તેવા જ તમો વૈષ્ણવો વહાલા છો, અને વૈષ્ણવોને પણ મારા જેવો બીજો વહાલો કદી પણ હોતો નથી. ૩૦

જે સ્તોત્ર, પવિત્ર, પરમ મંગળરૂપ, મોક્ષ આપનાર અને શુદ્ધ રીતે જપવા જેવું છે તે હું તમોને કહું છું, સાંભળો. ૩૧

**મૈત્રેય** કહે છેઃ—એ પ્રમાણે બોલી દયાવાન અને મોટા વૈષ્ણવ મહાદેવજીએ, હાથ જોડી ઉભેલા તે રાજકુમારોને ઉપદેશ કર્યો. ( એટલે ભગવાનનું સ્તોત્ર કહ્યું. )

ઇત્યાદિ રૂદ્ર પ્રાચેતસ સંવાદ વિષે, વા સર્વ જાતિનું ચપળપણું જેનું ગયું છે એવો બાળક તેને વિષે જે પ્રકારે......

( શ્રી. ભા. ૧. ૫. ૨૪ )

એમ અહીં કહેલું છે; બીજા પ્રકારની ( ભૂમિકા ) જેમાં સ્વ-પ્રયત્નની અપેક્ષા હોય છે તે સંબંધમાં ધ્રુવનારદસંવાદમાં જેમ ધ્રુવે કહ્યું છે તેમ હોય છેઃ—

सोऽयं शमो भगवता सुखदुःखहतात्मनाम् ।
दर्शितः कृपया पुंसा दुर्दर्शोऽस्मद्विधैस्तु यः ॥
अथापि मेऽविनीतस्य क्षात्रं धर्ममुपेयुषः ।
सुरुच्या दुर्वचोबाणैर्न भिन्ने श्रयते हृदि ॥
पदं त्रिभुवनोत्कृष्टं जिगीषोः साधुवर्त्म मे ।
ब्रूह्यस्मत्पितृभिर्ब्रह्मन्नन्यैरप्यनधिष्ठितम् ॥
नूनं भवान् भगवतो योऽङ्गजः परमेष्ठिनः ।
विनुदन्नटते वीणां हिताय जगतोऽर्कवत् ॥
इत्युदीरितमाकर्ण्य भगवान् नारदस्तदा ।
प्रीतः प्रत्याह तं बालं सद्वाक्यमनुकम्पया ॥

શ્રીનારદ કહે છેઃ—

जनन्याऽभिहितः पन्थाःस वै निःश्रेयसस्य ते ।
भगवान् वासुदेवस्त्वं भज तत्प्रवणात्मना ॥
धर्मार्थकाममोक्षाख्यं य इच्छेच्छ्रेय आत्मनः ।
एकं ह्येव हरेस्तत्र कारणं पादसेवनम् ॥
तत् तात ! गच्छ भद्रं ते यमुनायास्तटं शुचि ।
पुण्यं मधुवनं यत्र सांनिध्यं नित्यदा हरेः ॥

**અ૦**—**ધ્રુવ** કહે છે-અમારા જેવાને ઘણી મુશ્કેલીથી ન મળે એવો અને સુખદુઃખથી વિક્ષેપ પામતા પુરૂષોને શાન્તિ આપનાર શાંતિ-માર્ગ આપે કૃપા કરી બતાવ્યો, તથાપિ તે હું કે જે વિનયહીન અને ક્રૂર ક્ષત્રિય ધર્મને અનુસરનાર છું તેના હૃદયમાં રહેતો નથી. કેમકે સુરૂચિના દુર્વચનરૂપી બાણથી મારૂં હૃદય વીંધાઈ ગયેલ છે.

હે મહારાજ! ત્રૈલોક્યમાં ઉત્તમ પદ કે જેને મારા પૂર્વજો અથવા બીજો કોઇ પણ પામ્યા નથી તે પામવાની મારી ઇચ્છા છે તો તે મધ્યે એવો સારો માર્ગ મને બતાવો.

આપ કે જે બ્રહ્માના પુત્ર છો તે જગતના હિતને સારૂ જ વીણા વગાડતા સૂર્યની પેઠે જગતમાં ફરો છો.

**મૈત્રેય** કહે છે-એ પ્રમાણે તેનું બોલવું સાંભળી પ્રસન્ન થએલા નારદજીએ દયા કરીને તે બાળકને શુભ ઉપદેશ કર્યો.

**શ્રીનારદજી** કહે છે-તારી માએ જે ભગવાનનું ભજન બતાવ્યું, તે જ કલ્યાણનો માર્ગ છે; માટે એકાગ્રચિત્ત રાખીને ભગવાનની ભક્તિ કર.

ધર્મ, અર્થ, કામ કે મોક્ષ, એમાંના કોઇ પણ પુરૂષાર્થની ઇચ્છા હોય તો તે કેવળ ભગવાનના ચરણનું સેવન કર્યાથી જ મળે છે.

માટે હે બાપ! યમુનાજીને પવિત્ર કાંઠે જે મધુવન છે ત્યાં જા કેમકે તે વનમાં ભગવાન સદા સન્નિહિત રહ્યા છે. ઇત્યાદિ;

(**શ્રી. ભા.** ૪. ૮. ૩૫-૪૦-૪૨)

હવે, પૂર્વોક્ત ગુણસંપન્ન, શ્રેષ્ટ મહાત્માઓનું સેવન કરનારને તે રીતના ધર્માનુષ્ઠાનથી હું પણ કૃતાર્થ થાઉં એવી તેમના ધર્મોપરત્વે રૂચિવિશેષરૂપી **શ્રદ્ધા** ઉત્પન્ન થાય છે, અને તેથી તે પોતે તેનું અનુષ્ઠાન કરે છે; તેની ઉક્તિ કરે છેઃ—

शुश्रूषोः श्रद्दधानस्य वासुदेवकथारुचिः ।
स्यान्महत्सेवया विप्राः ! पुण्यतीर्थनिषेवणात् ॥

यदनुध्याऽसिना युक्ताः कर्म्म ग्रन्थिनिबन्धनम् ।
छिन्दन्ति कोविदास्तस्य को न कुर्यात् कथारतिम् ॥

**અ૦**—જે ભગવાનના ધ્યાનરૂપ ખડ્ગ વડે યુક્ત એવા વિવેકી પુરૂષો કર્મની ગ્રન્થિનું બંધન છેદી નાંખે છે એ ભગવાનની કથા વિષે કોણ પ્રીતિ ન કરે ?

હે વિપ્રો ! પુણ્યરૂપ તીર્થના સેવનથી અને સાધુ પુરૂષની સેવાથી ભક્તિવાળા અને શ્રદ્ધાવાળા પુરૂષને જ વાસુદેવની કથાને વિષે પ્રીતિ થાય છે. **( શ્રી. ભા. ૧-૨, ૧૫-૧૬ )**

ज्ञानं यदा प्रतिनिवृत्तगुणोर्म्मिचक्र-
मात्मप्रसाद उभयत्र गुणेष्वसंगः ।
कैवल्यसम्मतपथस्त्वथ भक्तियोगः
को निर्व्वृतो हरिकथासु रतिं न कुर्यात् ।

**અ**—જેમાંથી રાગદ્વેષ આદિનો સમૂદાય નાશ પામેલ છે એવું જેમાં જ્ઞાન રહ્યું છે, જેમાં ચિત્ત પ્રસન્ન કરનારો એવો વિષયમાં વૈરાગ્ય છે તથા મુક્તિનો સર્વ લોકોએ સ્વીકારેલો ભક્તિમાર્ગ જેમાં છે તે ભગવાનની કથાઓમાં, હરિકથા સાંભળી નિવૃત્તિ સુખ પામેલો કોણ પુરૂષ પ્રીતિ ન બાંધે ? ઈત્યાદિ;

**( શ્રી. ભા. ૨-૩-૧૨ )**

**હરિકથા** પદ અન્ય ભાગવત્ ધર્મોના ઉપલક્ષણ રૂપે છે કે જે પ્રકારે બ્રહ્માને કહેલું છેઃ—

तदस्तु मे नाथ ! स भूरिभागो-
भवेऽत्र वाऽन्यत्र तु वा तिरश्चाम् !
येनाहमेकोऽपि भवज्जनानां-
भूत्वा निषेवे तव पादपल्लमव ॥

**અ૦**—એટલા માટે હે નાથ ! આ જન્મમાં અથવા કોઈ પશુ પક્ષીના જન્મમાં પણ મને એવું સારૂં ભાગ્ય મળજો કે જે ભાગ્યથી હું આપના ભક્ત લોકોમાંનો કોઇપણ થઇને આપના ચરણારવિંદનું સેવન કરૂં. (**શ્રી. ભા.** ૧૦-૧૪-૩૦)

એમ અંહી **પાદસેવન**નું નિરૂપણ કર્યું. એ રીતે અન્ય સંબંધમાં સમજવું. વળી આ **શ્રદ્ધા** સાધન-પરિપાકવડે વૃદ્ધિ પામતી, ઐહિક તથા આમુષ્મિક સર્વ વિષય સંબંધી રૂચિને ઉત્પન્ન કરતાં, ભુખ જેમ કેવળ ભક્ષ્ય પદાર્થના શરણને જ પ્રાપ્ત કરાવે તેમ કેવળ ભગવદ્ધર્માચરણ રૂપ જીવનવાળા પુણ્યને પ્રાપ્ત કરાવે છે.

તેજ પ્રકારે **પરીક્ષિત** રાજાએ કહ્યું છે કેઃ—

नैषाऽतिदुःसहा क्षुन्मां त्यक्तोदमपि बाधते ।
पिबन्तं त्वन्मुखाम्भोजच्युतं हरिकथामृतम् ॥

**અ૦**—તારા મુખકમળમાંથી નીકળતા હરિકથામૃતનું પાન કરતાં, મેં ઉદકપાનનો ત્યાગ કરેલો છે તથાપિ આ અત્યંત દુઃસહ્ય ક્ષુધા મને ઉપદ્રવ કરતી નથી. (**શ્રી. ભા.** ૨-૩)

ઈત્યાદિ અથવા **શૌનકાદિક**ને કહ્યું છેઃ—

आयुर्हरति वै पुंसामुद्यन्नस्तं च यन्नसौ ।
तस्यर्ते यः क्षणो नीत उत्तमश्लोकवार्त्तया ॥

**અ૦**—સૂર્ય પોતાના ઉદયથી આરંભી અસ્તસુધીમાં, માણસોનો જે ક્ષણ ઉત્તમશ્લોક ભગવાનની કથામાં જાય છે તે ક્ષણ વગર બાકીના તેમના સંપૂર્ણ આયુષ્યને હરે છે. (**શ્રી. ભા.** ૨-૩-૧૭)

बिले बतोरुक्रमविक्रमान् ये
न शृण्वतः कर्णपुटे नरस्य ।
जिह्वाऽसती दार्दुरिकेव सूत !

न चोपगायत्युरुगायगाथाः ॥
भारः परं पट्टकिरीटजुष्ट-
मप्युत्तमांगं न नमेन्मुकुन्दम् ।
शावौ करौ नो कुरुतः सपर्य्यां-
हरेर्लसत्काञ्चनकंकणौ वा ॥
बर्हायिते ते नयने नराणां-
लिंगानि विष्णोर्न निरीक्षतो ये ।
पादौ नृणां तौ द्रुमजन्मभाजौ
क्षेत्राणि नानुव्रजतो हरेर्यौ ॥
जीवञ्छवो भागवतांघ्रिरेणून्
न जातु मर्त्योऽभिलभेत यस्तु ।
श्रीविष्णुपद्या मनुजस्तुलस्याः
श्वसञ्छवो यस्तु न वेद गन्धम् ॥
तदश्मसारं हृदयं बतेदं-
यद्गृह्यमाणैर्हरिनामधेयैः ।
न विक्रियेताथ यदा विकारो-
नेत्रे जलं गात्ररुहेषु हर्षः ॥

અ૦—જે પુરૂષના કાનરૂપ પડિયા ભગવાનના પરાક્રમને નથી સાંભળતા તે નકામા દર જેવા છે, તથા હે સૂત! જે પુરૂષની દુષ્ટ જીહ્વા ભગવાનની કથાને કહેતી નથી, તે દેડકાની જીભ સરખી સમજવી.

જે માણુસનું મસ્તક પાઘડી અથવા મુકુટથી શોભિત હોવા છતાં પણુ ભગવાનને ન નમે તો તે ફક્ત ભારરૂપ છે. જેથી ભગવાનની સેવા

નથી થતી તે માણુસના હાથ સોનાના કડાંથી શાભિતા હોય તોપણુ તે મડાંના હાથના સરખા સમજવા.

જે નેત્રથી વિષ્ણુનાં દર્શન ન થાય તે પુરૂષનાં નેત્ર મોરપીંછના ચાંદલા જેવાં જાણુવાં; જે પગથી ભગવાનના મંદિરમાં ન જવાય તે પગ ઝાડના થડ જેવા જાણુવા.

જે માણુસ કોઇ દિવસ ભગવાનની ચરણુરજને પ્રાપ્ત ન થાય તે માણુસ જીવતો હોય તોપણુ શબ સરખો સમજવો.

ગૃહણુ કરેલાં હરિભગવાનના નામથી જેનાં રૂવાટાં ઉભાં ન થાય તેનું હૃદય પાષાણુ સરખું સમજવું. શ્રી. ભા. ૨-૩, ૨૦-૨૪)

ઇત્યાદિ; શ્રદ્ધાથી વિહીન હોય તેવા પુરૂષ તો વિષયભોગપરાયણુ હોય છે; કેટલાક પાંડિત્યાદિ ગર્વવડે ભગવદ્‌ભક્તોની નિન્દાપરાયણુ સતા, નરકમાં પણુ કેવળ નિન્દનીયરૂપ હોય છે; તેમાં જેઓ વિષય-ભોગપરાયણુ કહ્યા તે સંબંધમાં જેમ કહ્યું છે કેઃ—

यत्र व्रजन्त्यघभिदो रचनाऽनुवादा–
च्छृण्वन्ति येऽन्यविषयाः कुकथा मतिघ्नीः ।
यास्तु श्रुता हतभगैर्नृभिरात्तसारा–
स्तांस्तान् क्षिपन्त्यशरणेषु तमःसु हन्त ॥
तरवः किं न जीवन्ति भस्त्राः किं न श्वसन्त्युत ।
न खादन्ति न मेहन्ति किं ग्रामपशवोऽपरे ॥
श्वविड्वराहोष्ट्रखरैः संस्तुतः पुरुषः पशुः ।
न यत्कर्णपथोपेतो जातु नाम गदाग्रजः ॥

અ૦—જે પુરૂષ ભગવાનની સૃષ્ટિ આદિ લીલાની કથાને તજીને સારવગરની, બુદ્ધિને ભ્રષ્ટ કરનારી તથા સાંભળનારાને અશરણુ

નરકમાં નાંખનારી કામની વાતો સાંભળે છે; અરે! તે બિચારા અભાગિયા પુરૂષો એ વૈકુંઠલોકમાં જઈ શકતા નથી.

(શ્રી. ભા. ૩. ૧૫. ૨૩.)

શું વૃક્ષો નથી જીવતાં! ધમણ શું શ્વાસ નથી લેતી? તથા બીજાં ગામનાં પશુઓ આહાર વિહાર નથી કરતાં? માટે શ્રીકૃષ્ણ ભગવાન કોઈ દિવસ પણ જેના કર્ણના માર્ગે પ્રાપ્ત નથી થયા તે પુરૂષ કુતરાં, ભૂંડ, ઊંટ અને ગધેડાં સરખો પશુ છે.

(શ્રી. ભા. ૨-૩, ૧૮-૧૯)

ઇત્યાદિ ભગવદ્‌ભક્તોના નિન્દાપરાયણ હોય તેમનાં સંબંધમાં જેમ કહ્યું છે કે:—

मुखबाहूरुपादेभ्यः पुरुषस्याश्रमैः सह ।
चत्वारो जज्ञिरे वर्णा गुणैर्विप्रादयः पृथक् ॥
य एषां पुरुषं साक्षादात्मप्रभवमीश्वरम् ।
न भजन्त्यवजानन्ति स्थानाद् भ्रष्टाः पतन्त्यधः ॥
दूरं हरिकथाः केचिद् दूरे चाच्युतकीर्तनाः ।
स्त्रियः शूद्रादयश्चैव तेऽनुकम्प्या भवादृशाम् ॥
रजसा घोरसंकल्पाः कामुका अहिमन्यवः ।
दाम्भिका मानिनः पापा विहसन्त्यच्युतप्रियान् ॥
वदन्ति तेऽन्योन्यमुपासितस्त्रियो—
गृहेषु मैथुन्यपरेषु चाशिषः !
यजन्त्यसृष्टान्नविधानदक्षिणं—
वृत्त्यै परं घ्नन्ति पशूनतद्विदः ॥
श्रिया विभूत्याऽभिजनेन विद्यया
त्यागेन रूपेण बलेन कर्म्मणा ॥

जातस्मयेनान्धधियः सहेश्वरान् ।
सतोऽवमन्यन्ति हरिप्रियान् खलाः ॥
सर्व्वेषु शश्वत् तनुभृत्स्ववस्थितं–
यथा स्वमात्मानमभीष्टमीश्वरम् ।
वेदोपगीतं च न शृण्वतेऽबुधा–
मनोरथानां प्रवदन्ति वार्त्तया ॥
हित्वाऽत्यायासरचिताः गृहापत्यसुहृच्छ्रियः ।
तमो विशन्त्यनिच्छन्तो वासुदेवपरांगमुखाः ॥
न भजति कुमनीषिणां स इज्यां–
हरिरधनात्मधनप्रियो रसज्ञः ।
श्रुतधनकुलकर्म्मणां मदैर्ये
विदधति पापमकिंचनेषु सत्सु ॥

**અ૦**—નારાયણનાં મુખ, હાથ, સાથળ, અને પગમાંથી અનુક્રમે, બ્રાહ્મણ આદિ ચાર વર્ણો કે જેઓ ગુણોને લીધે ભિન્ન ભિન્ન થએલા છે, તેઓ તથા ચાર આશ્રમો ઉત્પન્ન થયા છે.

એઓમાં જે લોકો પોતાને ઉત્પન્ન કરનાર સાક્ષાત્ ગુરૂ (પિતા) રૂપ ઇશ્વરનારાયણને નહીં જાણીને ભજતા નથી અને જેઓ જાણતાં પણ અવજ્ઞા કરે છે, તેઓ કૃતઘ્ન હોવાને લીધે વર્ણાશ્રમમાં ભ્રષ્ટ થઇને દુર્ગતિ પામે છે.

જેઓને ભગવાનની કથાનું શ્રવણ અને ભગવાનનું કીર્ત્તન દૂર જ છે એવા કેટલાક દ્વિજ લોકો તથા સ્ત્રીઓ અને શૂદ્રાદિક કે જેઓ ભગવાનને નહિ જાણીને ભજતા નથી તેઓના ઉપર તમ જેવાઓએ કૃપા કરીને તેઓને સુધારવા જોઇએ.

**( શ્રી. ભા. ૧૧. ૫. ૨–૪ )**

રજોગુણની વૃદ્ધિને લીધે અભિચારાદિકના ભયંકર સંકલ્પ કરનારા, ભારે તૃષ્ણાવાળા, સર્પ સરખા ક્રોધવાળા, ઢોંગી, અભિમાની અને દુષ્ટ સ્વભાવવાળા એ અર્ધદગ્ધ કર્મકાંડી લોકો ભગવાનના ભક્તોની હાંસી કરે છે.

વૃદ્ધોની નહીં પણ સ્ત્રીઓની ઉપાસના કરનારા એ લોકો, જેઓમાં મૈથુનનું સુખ જ ઉત્તમ માનેલું હોય છે એવા ઘરોમાં રહીને 'આજ મેં આટલું મેળવ્યું, આ મારો મનોરથ પૂર્ણ થશે, મારી પાસે આટલું ધન છે અને ફરી આટલું થશે' ઇત્યાદિ સુખની વાતો એક બીજામાં કરે છે. પૂરેપૂરી દક્ષિણા કે અન્નદાન નહિ આપતાં દંભને માટે યજ્ઞ કરે છે, અને હિંસાના દોષ નહીં જાણીને કેવળ આજીવિકાને વાસ્તે પશુઓને મારી નાંખે છે.

સંપત્તિ, ઐશ્વર્ય, ઉત્તમ કુળમાં જન્મ, વિદ્યા, દાન, રૂપ, બળ અને કર્મથી થયેલા અભિમાનને લીધે આંધળા થયેલા એ ખળ લોકો ઇશ્વરનું અને ઇશ્વરના ભક્તોનું અપમાન કરે છે.

આવી રીતની વર્તણુક રાખવાથી એ મૂર્ખ લોકો, વેદનો તત્ત્વાર્થ જો કે સ્ફુટ છે તો પણ તેને જાણતા નથી, આત્મપણાથી તથા ઇશ્વરપણાથી સર્વ દેહધારીઓમાં સર્વદા રહેલા તેમ છતાં પણ આકાશની પેઠે અસંગ, આત્મા હોવાથી પરમપ્રિય પુરૂષાર્થરૂપ અને વેદમાં સ્ફુટ રીતે ગાયેલા પ્રભુનું એ લોકો શ્રવણ પણ કરતા નથી, અને વાસ્તવિક રીતે વેદ જો કે નિવૃત્તિનું જ નિરૂપણ કરે છે, તોપણ મૈથુન કરવાની, માંસ ખાવાની અને મદ્ય પીવાની રૂચિથી તે વેદ પ્રવૃત્તિનું જ નિરૂપણ કરે છે એમ બોલે છે.

( શ્રી. ભા. ૧૧. ૫, ૭–૧૦ )

ભગવાનથી વિમુખ રહેનારા એ લોકો પોતે પરિશ્રમ કરીને મેળવેલાં ઘર, સંતાન, સંબંધીઓ અને ધનને પોતાની ઇચ્છા નહીં છતાં પણ છોડી દઇને નીચ યોનિમાં પડે છે.

( શ્રી. ભા. ૧૧. ૫, ૧૮. )

અકિંચન છતાં પણ પોતાને જ (ભગવાનને જ) ધનરૂપ માનનારા ભક્તોની ઉપર પ્રેમવાળા અને ભક્તિના રસને જાણનારા ભગવાન, દુર્બુદ્ધિવાન લોકોની, કે જેઓ શાસ્ત્રાભ્યાસ, ધન, કુળ અને કર્મના અભિમાનથી નિષ્કિંચન મહાત્મા પુરૂષોનો તિરસ્કાર કરતા હોય તેઓની પૂજાને પણ સ્વીકારતા નથી.

( શ્રી. ભા. ૪. ૩૧. ૨૧ )

એ રીતે અન્ય સંબંધમાં પણ સમજવું; તેથી **ભગવદ્ધર્મશ્રદ્ધા** તે બીજી ભૂમિકા હોય છે; તે શ્રદ્ધા પછી, **હરિગુણશ્રવણ** એ ચોથી ભૂમિકા છે જે સંબંધમાં કહ્યું છે કેઃ—

इत्थं परस्य निजवर्त्मरिरक्षयाऽत्त–
लीलातनोस्तदनुरूपविडम्बनानि ।
कर्म्माणि कर्म्मकषणानि यदूत्तमस्य
श्रूयादमुष्य पदयोरनुवृत्तिमिच्छन् ॥
मर्त्यस्तयाऽनुसवमेधितया मुकुन्द–
श्रीमत्कथाश्रवणकीर्त्तनचिन्तयेति ।
तद्धाम दुस्तरकृतान्तजयापवर्ग–
ग्रामाद्वनं क्षितिभुजोऽपि ययुर्यदर्थाः ॥
संसारसिन्धुमतिदुस्तरमुत्तितीर्षो–
र्नान्यः प्लवो भगवतः पुरुषोत्तमस्य ।
लीलाकथारसनिषेवणमन्तरेण
पुंसो भवेद्विविधदुःखदवार्दितस्य ॥
निवृत्ततर्षैरुपगीयमाना–
द्भवौषधाच्छ्रोत्रमनोऽभिरामात् ॥

**क उत्तमश्लोकगुणानुवादात्**

**पुमान् विरज्येत विना पशुघ्नात् ।**

**અ૦**—પોતાના વેદ માર્ગની રક્ષા કરવા સારૂ લીલાથી અનેક અવતાર ધરનાર અને યાદવોમાં ઉત્તમ પરમાત્મા શ્રીકૃષ્ણનાં આવાં ચરિત્રો કે જેઓ કર્મબંધનને મટાડનાર છે તેઓને ભગવાનના ચરણની સેવા ઇચ્છનાર પુરૂષે સાંભળવાં જોઇએ.

પ્રત્યેક સમયમાં શ્રીકૃષ્ણની સુંદર કથાનું શ્રવણ અને કીર્ત્તન સહિત ચિંતન કરવાને લીધે વૃદ્ધિ પામેલી ભક્તિથી માણસ, ભગવાનનું ધામ, કે જે કાળના દુસ્તર વેગને સમાપ્ત કરનાર છે તેને પામે છે; મોટા મોટા રાજાઓ પણ એવી ભક્તિ કરવાથી ઇચ્છાથી જ પોતાનાં નગર છોડીને વનમાં ગયા હતા.

(શ્રી. ભા. ૧૦. ૯૦. ૪૯, ૫૦.)

અનેક પ્રકારનાં દુઃખરૂપી દાવાનળોથી પીડાએલા અને તેથી જ અતિ દુસ્તર સંસારરૂપી સમુદ્રને તરવા ઇચ્છતા પુરૂષને સારૂ પુરૂષોત્તમ ભગવાનની લીલાઓની કથારૂપી રસના સેવન વિના બીજો કોઇ તરવાનો ઉપાય નથી. બીજો ઉપાય નહીં હોવાથી ભગવાનની કથાના શ્રવણને યથાશક્તિ સેવવું જોઈએ. (શ્રી. ભા. ૧૨. ૪. ૩૯.)

(મુક્ત, મુમુક્ષુ અને વિષયી એમ ત્રણ પ્રકારના લોકો આ જગતમાં છે, તેઓમાંથી કોઇને પણ ભગવાનની કથામાં અલંબુદ્ધિ થતી નથી) કેમકે તૃષ્ણા વગરના મુક્ત પુરૂષો તેને ગાયા કરે છે, એ કથા સંસારના ઔષધરૂપ છે, તેથી મુમુક્ષુ લોકોને પણ સંસારમાંથી છુટવાનો એ જ ઉપાય છે. કાન અને મનને પ્રિય લાગનાર હોવાથી વિષયી પુરૂષોને પણ સર્વોત્તમ વિષય એ જ છે. માટે કસાઇ અથવા પોતાને હાનિ કરનાર પુરૂષ વિના બીજો કયો માણસ ભગવાનની કથામાંથી અટકે? (શ્રી. ભા. ૧૦. ૧. ૪.

'**हरिगुणश्रुति**' આ પદ અખિલ ભગવદ્ધર્મના ઉપલક્ષણરૂપે છે. વળી તે જ પ્રકારે કહ્યું છે:—

को नु राजन्निन्द्रियवान् मुकुन्दचरणाम्बुजम् ।
न भजेत् सर्व्वतोमृत्युरुपास्यममरोत्तमैः ॥

**અ૦**—સર્વ સ્થળમાં જેને માથે મૃત્યુ ફરે જ છે એવો કયો ઇન્દ્રિયોવાળો પુરૂષ, મોટા દેવતાઓએ ઉપાસના કરવા યોગ્ય ભગવાનના ચરણારવિંદને ન ભજે? **(શ્રી. ભા. ૧૧. ૨. ૨.)**

વળી તે જ **ભજનનું** વિવરણ કરેલું છે:—

श्रवणं कीर्त्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्च्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥
इति पुंसार्पिता विष्णौ भक्तिश्चेन्नवलक्षणा ।
क्रियेत भगवत्यद्धा तन्मन्येऽधीतमुत्तमम् ॥

**અ૦**—(પ્રહ્લાદ કહે છે,) વિષ્ણુનું શ્રવણ, કીર્ત્તન, સ્મરણ, ચરણસેવન, પૂજન, વંદન, દાસપણું, મિત્રપણું, અને શરીરનું અર્પણ એ નવ પ્રકારની ભક્તિ જો કરવામાં આવે અને તે કર્યા પછી ભગવાનને અર્પણ કરાય એમ નહિ પણ અર્પણ કરીને જ કરવામાં આવે તો સહુથી શ્રેષ્ઠ ભણતર છે એમ માનું છું. આ ગુરૂ પાસેથી હું જે શીખ્યો છું તેમાંથી એવું સારૂં કંઈ પણ જોવામાં આવતું નથી.
**( શ્રી. ભા. ૭. ૫. ૨૩–૨૪. )**

તેનું એ રીતે સંક્ષેપમાં નિરૂપણ કરેલું છે:—

तस्माद् भारत ! सर्वात्मा भगवानीश्वरो हरिः ।
श्रोतव्यः कीर्त्तितव्यश्च स्मर्त्तव्यश्चेच्छताऽभयम् ॥

**અ૦**—માટે હે ભરતવંશી રાજા! મોક્ષની કામનાવાળા પુરૂષે સર્વના આત્મા, નિયામક તથા જન્મ મરણરૂપ બંધન કાપનારા ભગવાન વિષે શ્રવણ કરવું, તેના ગુણોનું કીર્ત્તન કરવું તથા સ્મરણ કરવું. **( શ્રી. ભા. ૨. ૧. ૫ )**

ક્રમે કરીને તેનું ઉદાહરણ કરે છે:—

संकीर्त्यमानो भगवाननन्तः ।
श्रुतानोभावो व्यसनं हि पुंसाम् ।
प्रविश्य चित्तं विधुनोत्यशेषं–
यथा तमोऽर्कोऽभ्रमिवातिवातः ॥
मृषागिरस्ता ह्यसतीरसत्कथा–
न कथ्यते यद्भगवानधोऽक्षजः ।
तदेव सत्यं तदिहैव मंगलं–
तदेव पुण्यं भगवद्गुणोदयम् ॥
तदेव रम्यं रुचिरं नवं नवं–
तदेव शश्वन्मनसो महोत्सवम् ।
तदेव शोकार्णवशोषणं नृणां–
यदुत्तमश्लोकयशोऽनुगीयते ॥
न तद्वचश्चित्रपदं हरेर्यशो–
जगत्पवित्रं प्रगृणीत कर्हिचित् ।
तद् ध्वांङ्क्षतीर्थं न तु हंससेवितं–
यत्राच्युतस्तत्र हि साधवाऽमलाः ॥
स वाग्विसर्गो जनताऽघसंप्लवो–
यस्मिन् प्रतिश्लोकमबद्धवत्यपि ।
नामान्यनन्तस्य यशोऽङ्कितानि यत् ।
शृण्वन्ति गायन्ति गृणन्ति साधवः ॥
यशःश्रियामेव परिश्रमः परो–
वर्णाश्रमाचारतपःश्रुतादिषु ।
अविस्मृतिः श्रीधरपादपद्मयो–
र्गुणानुवादश्रवणादरादिभिः ॥

अविस्मृतिः कृष्णपदारविन्दयोः
क्षिणोत्यभद्राणि समं तनोति च ।
सत्त्वस्य शुद्धिं परमात्मभक्ति-
ज्ञानं च विज्ञानविरागयुक्तम् ॥
स्मरतः पादकमलमात्मानमपि यच्छति ।
किं त्वर्थकामान् भजतो नान्याभीष्टान् जगद्गुरुः ॥
दृष्टं तवांघ्रियुगलं जनतापवर्गं-
ब्रह्मादिभिर्हृदि विचिन्त्यमगाधबोधैः ।
संसारकूपपतितोत्तरणावलम्बं-
ध्यायश्चराम्यनुगृहाण यथा स्मृतिः स्यात् ॥
तं नः समादिशोपायं येन ते चरणाब्जयोः ।
स्मृतिर्यथा न विरमेदपि संसरतामिह ॥
तस्माद्रजोरागविषादमन्यु-
मानस्पृहादैन्यभयादिमूलम् ।
हित्वा गृहं संसृतिचक्रबालं-
नृसिंहपादं भजताकुतोभयम् ॥
अहोबतैषां किमकारि शोभनं-
प्रसन्न एषां स्विदुत स्वयं हरिः ।
यैर्जन्म लब्धं नृषु भारताजिरे
मुकुन्दसेवौपयिकं स्पृहा हि नः ॥
याः सम्पर्यचरन् प्रेम्णा पादसंवहनादिभिः ।
जगद्गुरुं भर्तृबुद्ध्या तासां किं वर्ण्यते तपः ॥

वैदिकस्तान्त्रिको मिश्र इतिमे त्रिविधो मखः ।
त्रयाणामीप्सितेनैव विधिना मां समर्च्चयेत् ॥
एवं क्रियायोगपथैः पुमान् वैदिकतान्त्रिकैः ।
अर्च्चन्नुभयतः सिद्धिं मत्तो विन्दन्त्यभीप्सिताम् ॥

यत्पादयोरशठधीः सलिलं प्रदाय
दुर्वांकुरैरपि विधाय सतीं सपर्य्याम् ।
अप्युत्तमां गतिमसौ भजते त्रिलोकीं–
दाश्वानविक्लवमनाः कथमार्त्तिमृच्छेत् ॥

अहो प्रणामाय कृतः समुद्यमः ।
प्रपन्नभक्तार्थविधौ समाहितः ।
यल्लोकपालैस्त्वदनुग्रहोऽमरै–
रलब्धपूर्वोपसदे सुरेर्पितः ॥

तत्तेऽनुकम्पां सुसमीक्षमाणो
भुञ्जान एवात्मकृतं विपाकम् ।
हृद्वाग्वपुर्भिर्विदधन्नमस्ते ।
जीवेत यो मुक्तिपदे स दायभाक् ॥

ममाद्यामंगलं नष्टं फलवांश्चैव मे भवः ।
यन्नमस्ये भगवतो योगिध्येयांध्रिपंकजम् ॥

पतितः स्खलितो वार्त्तः क्षुत्वा वाऽव्यवशो गृणन ।
हरये नमइत्युच्चैः मुच्यते घोरकिल्बिषात् ॥

नताःस्म तेनाथ पदारविन्दं-
बुद्धीन्द्रियप्राणमनोवचोभिः ।

यश्चिन्त्यतेऽन्तर्हृदिभावयुक्तै
मुमुक्षुभिः कर्ममयोरुपाशात् ॥

વળી ગીતામાં કહ્યું છેઃ—

मन्मनाभव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥
यन्नामश्रुतिमात्रेण पुमान् भवति निर्मलः ॥
तस्यतीर्थपदः किं वा दासानामत्रशिष्यते ॥
किं चित्रमच्युत? तवैतदशेषबन्धो !
दासेष्वनन्यशरणेषु यदात्मसात्त्वम् ।
योऽरोचयत्सहमृगैः स्वयमीश्वराणां
श्रीमत्किरीटतटपीडितपादपीठः ॥
कायेन वाचा मनसेन्द्रियैर्वा
बुध्ध्याऽत्मना वाऽनुसृतस्वभावात् ।
करोति यद्यत् सकलं परस्मै
नारायणायेति समर्पयेत् तत् ।
अहोभाग्यमहोभाग्यं नन्दगोपव्रजौकसाम् ।
यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम् ॥
इत्थं सतां ब्रह्मसुखानुभूत्या
दास्यं गतानां परदैवतेन ।
मायाऽऽश्रितानां नरदारकेण
साकं विजह्रुः कृतपुण्यपुंजाः ॥
मर्त्यो यदा त्यक्तसमस्तकर्मा

निवेदितात्मा विचिकीर्षितो मे ।
तदाऽमृतत्वं प्रतिपद्यमानो–
मयाऽऽत्मभूयाय च कल्पते वै ॥
धर्म्मार्थकाम इति योऽभिहितस्त्रिवर्ग–
ईक्षा त्रयी नयदमौ विविधा च वार्त्ता ।
मन्ये तदेतदखिलं निगमस्य सत्यं–
स्वात्मार्पणं स्वसुहृदः परमस्य पुंसः ॥
देवर्षिभूतात्मनृणां पितृणां–
न किंकरो नायमृणी च राजन् ।
सर्व्वात्मना यः शरणं शरण्यं–
गतो मुकुन्दं परिहृत्य कर्त्तम् ॥

અ૦—કીર્ત્તન કરવાથી અનંત ભગવાન્ પુરૂષોના ચિત્તમાં પેસીને સૂર્ય જેમ અંધારાને મટાડે છે અને પ્રચંડ પવન જેમ વાદળાંને મટાડે છે તેમ સઘળાં દુઃખોને મટાડે છે. ૪૭

જે વાણીમાં વિષ્ણુભગવાનનું કથન આવે નહીં તે વાણી વ્યર્થ વિષયવાળી, દુષ્ટ અને ખોટી જાણવી. જેમાં ભગવાનના ગુણ નીકળતા હોય તેજ વચન સાચું, મંગળરૂપ અને પવિત્ર સમજવું. ૪૮

જેમાં ભગવાનના યશનું વર્ણન કર્યું હોય તેજ વચન નવીન નવીનની પેઠે દેવને પણ પ્યારૂં લાગે છે. નિરન્તર મનનો મોટો ઉત્સવ પણ તે વચનથી જ થાય છે. માણસોના શોકરૂપી સમુદ્રને સૂકાવનારૂં પણ તેજ વચન હોય છે.

જે વચન વિચિત્ર પદવાળું છતાં પણ જગતને પવિત્ર કરનાર ભગવાનના યશનું કદી પણ વર્ણન ન કરે, તે વચન કાગડા જેવા

અપવિત્ર પુરૂષોને પ્રીતિ આપે, પણ હંસ જેવા જ્ઞાની પુરૂષો તેને સેવે નહી એમ કહેવાય છે, કારણકે જેમાં ભગવાનનું વર્ણન હોય તેમાંજ નિર્મળ સાધુ પુરૂષો પ્રેમ રાખે છે. ૫૦

સંદર્ભાદિક સારાં નહીં છતાં પણ પ્રત્યેક શ્લોકે જે વાણીમાં ભગવાનના યશથી શણગારેલાં તેમનાં નામ આવે તે વાણીનો પ્રયોગજ મનુષ્યોનાં અનેક પાપોને મટાડે છે, કારણકે સાધુ પુરૂષો ભગવાનનાં નામોને જ બોલે છે, કોઇ વક્તા હોય તો સાંભળે છે અને સાંભળનાર હોય તો ગાય છે. ( શ્રી. ભા. ૧૨-૧૨, ૪૭-૫૧ )

વર્ણ તથા આશ્રમના આચાર, તપ અને શાસ્ત્ર-શ્રવણાદિકમાં જે મોટો પરિશ્રમ કરવામાં આવે છે તે પરિશ્રમ તો યશ અને સંપત્તિને જ આપે છે, અને ભગવાનના ગુણોનું વર્ણન અને શ્રવણ આદિ કરવાથી તો ભગવચ્ચરણારવિંદનું અ-વિસ્મરણ થાય છે. ૫૩

ભગવચ્ચરણારવિંદનું અ-વિસ્મરણ પાપોને મટાડે છે, શાંતિ આપે છે, અંતઃકરણની શુદ્ધિ કરે છે, પરમાત્મામાં ભક્તિ ઉત્પન્ન કરે છે અને વિજ્ઞાન તથા વૈરાગ્ય સહિત જ્ઞાન આપે છે.

(શ્રી. ભા. ૧૨. ૧૨, ૫૩-૫૪,

જગદ્ગુરૂ (ભગવાનના) પાદકમલનું સ્મરણ કરનારને પોતાનો આત્મા અર્પણ કરે છે; કિન્તુ અર્થકામોનું સેવન કરનારને અન્ય અભીષ્ટ વિષયો અર્પણ કરતા નથી.

આપનાં ચરણ કે જે લોકોને મોક્ષરૂપ અગાધ જ્ઞાનવાળા બ્રહ્માદિકોને પણ હૃદયમાં ધ્યાન કરવા યોગ્ય અને સંસારરૂપી કુવામાં પડેલાઓને બહાર નીકળવાના આશ્રયરૂપ છે, તેઓનાં મને દર્શન થયાં તો હવે મને આપનું સ્મરણ રહે એવો અનુગ્રહ કરો કે જેથી તે ચરણનું જ ધ્યાન કરતાં ફર્યા કરૂં. શ્રી. ભા. ૧૦-૬૯-૧૮ )

એટલા માટે અમે અનેક યોનિમાં જતાં પણ જે ઉપાયથી અમને તમારા ચરણારવિંદનું સ્મરણ મટે નહીં એવા ઉપાયનો ઉપદેશ કરો. ( શ્રી. ભા. ૧૦-૭૩-૧૫ )

એટલા માટે હે લોકો ! તૃષ્ણા, રાગ, ખેદ, ક્રોધ, અભિમાન, સ્પૃહા, ભય, દીનતા અને મનની પીડાઓનું મૂળ ઘર કે જેને લીધે જન્મ મરણ ચાલ્યા જ કરે છે, તેનો ત્યાગ કરી નિર્ભય નૃસિંહજીના ચરણારવિંદને ભજો. ( શ્રી. ભા. ૫. ૧૮. ૧૪. )

(આ બાબતમાં જ દેવતાઓ બોલે છે કે )–" જે લોકોને ભરતખંડને વિષે ભગવાનની સેવામાં ઉપયોગી થાય એવો મનુષ્યાવતાર મળ્યો છે તેઓએ શાં શાં પુણ્ય કર્યાં હશે ? એઓને ભગવાન પોતે જ પ્રસન્ન થયા હશે કે શું ? એવા અવતારની તો અમને ઇચ્છા રહ્યા કરે છે. ( શ્રી. ભા. ૫. ૧૯. ૨૧. )

જે સ્ત્રીઓ પોતાના ધણી છે એવી બુદ્ધિવડે જગદ્ગુરૂની પ્રેમ સહિત પગ ચાંપવા આદિ સુંદર પ્રકારની પરિચર્યા કરે છે તેમના તપનું શું વર્ણન કરવું ? ( વિષ્ણુ પુરાણ )

વૈદિક, તાંત્રિક અને ઉભય મિશ્રિત, એવી રીતે ત્રણ પ્રકારે મારી પૂજા થાય છે તો એ ત્રણમાંથી પોતાને જે પ્રિય લાગે તે વિધિથી મારૂં પૂજન કરવું. ( શ્રી. ભા. ૧૧. ૨૭. ૭ )

આ પ્રમાણે વૈદિક અને તાન્ત્રિક પૂજનના પ્રકારોથી મારૂં પૂજન કરનાર પુરૂષ આ લોકમાં અને પરલોકમાં મનોવાંછિત સિદ્ધિને પામે છે. ( શ્રી. ભા. ૧૧. ૨૭. ૪૯. )

જેના પગમાં, શઠ બુદ્ધિવાળો નહિ એવો જે પુરૂષ જળદાન કરી, દુર્વાંકુરોવડે પણ સત્ય પ્રકારની પરિચર્યા કરે તો આ પુરૂષ ઉત્તમ ત્રિલોકી ગતિને પ્રાપ્ત કરે છે; અવિચ્છિન્ન મનવાળો દાતા પુરૂષ દુઃખને કેમ જ પામે ? વિષ્ણુ પુરાણ.

અહો પ્રણામાર્થે આ સુંદર પ્રયત્ન કરેલો છે. શરણ આવેલા ભક્તજનોના અર્થે તું એકાગ્રચિતસમીહિત રૂપ છે. લોકપાળ દેવોને પણ પૂર્વે અપ્રાપ્ત, દેવોને અર્પિત એવા અનુગ્રહ અમને પ્રાપ્ત થયો છે. વિષ્ણુ પુરાણ.

ત્હારી તે અનુકમ્પાની રૂડી રીતે સમીક્ષા કરતો આત્મકૃત વિપાકને ભોગવતો જે પુરૂષ, મન, વાણી અને શરીરથી આપને પ્રણામ કરતાં જીવ્યા કરે તે પુરૂષને મુક્તિના પદમાં ભાગ મળે છે.

**શ્રી. ભા. ૧૦. ૧૪. ૮**

મારી આ પ્રવૃત્તિથી જ મારૂં સઘળું પાપ નાશ પામ્યું અને જન્મ સફળ થયો જણાય છે જેથી યોગીઓએ ધ્યાન કરવા યોગ્ય ભગવચ્ચરણારવિંદને હું પ્રણામ કરીશ.

શ્રી. **ભા**. ૧૦. ૩૮. ૬

પડતાં, ઠેસ વાગતાં, છીંક ખાતાં કે કોઈ બીજી પીડા થતાં, પરવશપણામાં પણ ઉંચા સ્વરથી '**हरये नमः**' એમ બોલાઇ જાય તો સઘળાં પાપ છૂટી જાય છે. ( **શ્રી. ભા**. ૧૨. ૧૨. ૪૬. )

હે નાથ ! બુદ્ધિ, ઈન્દ્રિય, પ્રાણ, મન તથા વાણી વડે **અમે** તારા પદારવિન્દને નમન કરીએ છીએ. કર્મમય મહાન્ પાશમાંથી છુટવાની ઈચ્છાવાળા ભાવયુક્ત પુરૂષો પોતાના હૃદય વિષે, તેનું ચિન્તન કરે છે.

મારૂં મનન કરનાર, ભજન કરનાર તથા યજન કરનાર થા; મને નમસ્કાર કર; તેથી તું મને જ પ્રાપ્ત થઈશ એમ મારી સત્ય પ્રતિજ્ઞા છે. તું મને પ્રિય છે. ( **ગીતા. ૧૮** )

જેનું નામ સાંભળ્યાથી જ પુરૂષ નિર્મળ થાય છે તે તે **ભગ**વાનના દાસ લોકોને કયો પુરૂષાર્થ દુર્લભ રહે ?

( **શ્રી. ભા. ૯. ૫. ૧૬.** )

તમારા ભક્તો તો તમારી કૃપાથી કૃતાર્થ થઈ જાય છે. હે શ્રી કૃષ્ણ ! હે સર્વના બન્ધુ ! જેઓનું તમારા વિના શરણ નથી એવા લોકોને તમે પોતે આધીન થઈને રહો એમાં કાંઇ આશ્ચર્ય છે ? નથી જ; કેમકે આપે રામાવતારમાં પોતે, બ્રહ્માદિક દેવતાઓ જેના ચરણપીઠમાં ઉત્તમ મુકુટોની અણીઓ ઘસતા હતા, એવા છતાં પણ વાનરાઓની સાથે પ્રેમથી મિત્રતા કરી હતી.

( **શ્રી. ભા. ૧૧. ૨૯. ૪** )

( શાસ્ત્રવિધિથી કરેલાં કર્મો જ નારાયણને અર્પણ કરવાં એમ નિયમ નથી; પણ ) કાયાથી, વાણીથી, મનથી, ઇન્દ્રિયોથી, બુદ્ધિથી અહંકારથી અને અભ્યાસથી માની લીધેલા બ્રાહ્મણપણા આદિ સ્વભાવથી પણ જે કાંઈ કર્મ કરવામાં આવે તે સઘળું પરમેશ્વર નારાયણને અર્પણ કરવું. આમ કરવાથી સર્વ પ્રકારની શરીરાદિકની ક્રિયા ભગવત્સંબંધી ધર્મરૂપ થાય છે.

(શ્રી. ભા. ૧૧. ૨. ૩૬.)

અહો નંદરાયના વ્રજમાં રહેનારાઓનું મોટું ભાગ્ય છે મોટું ભાગ્ય છે; કેમકે પરમાનંદ, પૂર્ણ અને સનાતન સાક્ષાત્ પરમાત્મા એઓના મિત્રભૂત થયેલા છે.

(શ્રી. ભા. ૧૦. ૧૪. ૩૨.)

આ રીતે બ્રહ્મસુખાનુભૂતિવડે ભગવાન સાથે દાસ્યભાવને પામેલા તે વ્રજવાસીઓ નિશ્ચે પુણ્યપુંજને સંપાદન કરનારા છે કેમકે તેઓ માયાશ્રિત સ્ત્રીપુરૂષ સહ વિહાર કરવાને ભાગ્યશાળી થયલા.

( શ્રી. ભા. ૧૦. ૧૪. )

જ્યારે મર્ત્યપુરૂષ સમસ્ત કર્મનો ત્યાગ કરી આત્મનિવેદન કરેલો થાય છે ત્યારે આ પુરૂષ મને વિશિષ્ટરૂપે કરવાને ઇષ્ટરૂપ થાય છે; અને તે પછી તે મોક્ષને પ્રાપ્ત થતાં મારી સાથે ઐક્યતા પ્રાપ્ત કરવાને સમર્થ થાય છે. ( શ્રી. ભા. ૧૧. ૨૯. ૩૪ )

ધર્મ, અર્થ અને કામરૂપી ત્રિવર્ગ, આત્મવિદ્યા, કર્મવિદ્યા, તર્કવિદ્યા, દંડ, નીતિ અને અનેક પ્રકારની આજીવિકારૂપી વેદમાં નિરૂપણ કરેલ સઘળા વિષયો, પોતાના અંતર્યામીરૂપ ભગવાનને પોતાનો આત્મા અર્પણ કરી દેવાના સાધનરૂપ થાય તો તેઓને સફળ થયા માનું છું.

( શ્રી. ભા. ૭-૬-૨૬ )

જે પુરૂષે ભેદબુદ્ધિને છોડી દેતાં સર્વ જગત્ ભગવદ્રૂપ છે એવા ભાવથી શરણાગતોનું રક્ષણ કરનાર ભગવાનનું શરણ લીધું હોય તે પુરૂષને માથે દેવ, ઋષિ, પ્રાણિઓ, કુટુંબ કે પિતૃઓનું ઋણ રહેતું

નથી, અને તેથી જ તેને વૈશ્વદેવાદિક પંચયજ્ઞ કરવાની આવશ્યક્તા નથી. "પોતાથી ઉતરતા વર્ણનો જે માણસ નિર્ધન થઈ જતાં ઋણદેવાને અસમર્થ હોય તેની પાસે લેણાવાળાએ કામ કરાવવું" એવી ધર્મશાસ્ત્રની મર્યાદા પ્રમાણે ભેદબુદ્ધિ રાખનાર અભક્ત માણસ દેવઋષિ આદિક સર્વનો કરજદાર હોવાથી કિંકર થઈને રહે છે અને તેથી તેને પંચયજ્ઞ કરવા પડે છે. જેમ જ્ઞાનીને વેદવિહિત કર્મો કરવાની આવશ્યક્તા નથી તેમ પાપના નિવારણને માટે પ્રાયશ્ચિત કરવાની પણ આવશ્યકતા નથી. ( **શ્રી. ભા.** ૧૧-૫-૪૧ )

તેથી એ રીતે, યથાશક્તિ ભાગવત ધર્મનું અનુષ્ઠાન કરવું તે ચોથી ભૂમિકા છે; આ ચારે સાધનરૂપે જ હોય છે; તે વડે **રત્યંકુરોત્પત્તિ** ( પ્રેમાંકુરની ઉત્પત્તિ ) થાય છે. ભક્તિરસરૂપી સ્થાયિભાવ વડે દ્રવીભૂત ચિત્તમાં પ્રવેશેલ ભગવદાકારતારૂપ સંસ્કારવિશેષને ભક્તિ કહે છે એમ કહેવાશે અને તેજ ભગવાનના ધર્માનુષ્ઠાત્મક બીજનું સ્વરૂપ હોય છે; તે વિષે કહ્યું છે:—

सतां प्रसंगान्मम वीर्य्यसंविदो—
भवन्ति हृत्कर्णरसायनाः कथाः ।
तज्जोषणादाश्वपवर्गवर्त्मनि
श्रद्धा रतिर्भक्तिरनुक्रमिष्यति ॥

**અ૦**—સાધુજનોના પ્રસંગમાં મારાં પરાક્રમોનું જ્ઞાન થાય એવી અને હૃદય તથા કાનને સુખ આપે એવી કથાઓ થાય છે, અને એવી કથાઓનું સેવન કરવા વડે અજ્ઞાન ટળેથી મળે એવા પરમેશ્વરમાં શ્રદ્ધા, પ્રીતિ અને ભક્તિ અનુક્રમે થાય છે.

( **શ્રી. ભા.** ૩. ૨૫. ૨૫ )

ભક્તિરસાનુભવમાં શ્રદ્ધા થાય તેથી રતિ ( પ્રેમ )રૂપ સ્થાયિભાવ ઉત્પન્ન થાય, અને તે સ્થાયિભાવ જ અનુક્રમે ભક્તિરસપણાને પ્રાપ્ત થાય છે.

एवं मनः कर्म्मवशं प्रयुङ्क्ते
अविद्ययाऽऽत्मन्युपधीयमाने ।
प्रीतिर्न यावन्मयि वासुदेवे
न मुच्यते देहयोगेन तावत् ॥
भवापवर्गो भ्रमतो यदा भवे-
ज्जनस्य तर्ह्यच्युत ! सत्समागमः ।
सत्संगमो यर्हि तदैव सद्गतौ
परावरेशे त्वयि जायते रतिः ॥

**અ૦**—એ રીતે, આત્મા અવિદ્યાવડે ઉપહિત થવાથી મન કર્મ વશ થઇ પ્રયુક્ત રહે છે: જ્યાં સુધી હું—ભગવાન વિષે પ્રીતિ ન થાય ત્યાં સુધી દેહયોગથી તે મુક્ત થતો નથી; ભ્રમણ કરનારને સંસાર-મોક્ષ થવાનો હોય ત્યારે હે ભગવન્ ! તેને સત્સમાગમ થાય છે; જ્યારે સત્સંગ થાય ત્યારે જ સદ્ગતિરૂપ પરાવરેશ ભગવાન એવા તારા વિષે પ્રેમ ઉત્પન્ન થાય છે. **( શ્રી. ભા. ૧૦. ૫૧.)**

त्वयि मेऽनन्यविषया मतिर्मधुपतेऽसकृत् ।
रतिमुद्वहतादद्धा गंगेवौघमुदन्वति ॥

**અ૦**—હે મધુપતે ! મારી અનન્ય વિષયક મતિ, ગંગા નદીનો ઓઘ જેમ સમુદ્રમાં વહે તેમ તારા વિષે પ્રેમનો ઓઘ વહેવડાવે.

**( વિષ્ણુપુરાણ )**

कर्म्मभिर्भ्राम्यमाणानां यत्र क्वापीश्वरेच्छया ।
मंगलाचरितैर्दानै रतिर्नः कृष्ण ईश्वरे ॥

**અ૦**—ઇશ્વરની ઇચ્છાથી ગોઠવાએલાં કર્મોથી અમે જે કોઈ પણ યોનિમાં ભટકીયે ત્યાં સદાચરણ અને દાનદ્વારા પરમેશ્વર કૃષ્ણમાં અમારી આસક્તિ રહેજો. **( શ્રી. ભા. ૧૦.૪૭. ૬૭)**

આ પાંચમી ભૂમિકા તે ભક્તિનું સ્વરૂપ છે. આના જ પરિપાક વિશેષથી અન્ય ૭ ભૂમિકાઓ ફળભૂત થાય છે.

તે પછી **સ્વરૂપાધિગતિ** એ છઠ્ઠી ભૂમિકા છે. પ્રત્યગાત્મ સ્વરૂપનો, સ્થૂલશૂક્ષ્મદેહદ્વયથી અતિરિક્ત સ્વરૂપે સાક્ષાત્કાર થાય તે છઠ્ઠી ભૂમિકા છે; તેમ ન હોય તો દેહ તથા ઇન્દ્રિયાદિના વિક્ષેપ વડે, (ભગવાન પ્રત્યે) ઉત્પન્ન થયેલ આસક્તિનો (**रतिः**) પણ અનિર્વાહ થાય; તે સંબંધમાં કહ્યું છેઃ—

ज्ञानं निःश्रेयसार्थाय पुरुषस्यात्मदर्शनम् ।
यदाहुर्वर्णये तत्ते हृदयग्रन्थिभेदनम् ॥
अनादिरात्मा पुरुषो निर्गुणः प्रकृतेः परः ।
प्रत्यग्धामा स्वयंज्योतिर्विश्वं येन समन्वितम् ॥
स एष प्रकृतिं सूक्ष्मां दैवीं गुणमयीं विभुः ।
यदृच्छयैवोपगतामभ्यपद्यत लीलया ॥
गुणैर्विचित्राः सृजतीं स्वरूपाः प्रकृतिं प्रजाः ।
विलोक्य मुमुहे सद्यः स इह ज्ञानगूहया ॥

**અ૦**—પુરૂષના આત્મદર્શનરૂપ જ્ઞાન જે મોક્ષને દેનારૂં કહેલું છે તેનું તને વર્ણન કરૂં છું; તે હૃદયગ્રન્થિને ભેદનારૂં હોય છે; પુરૂષ (પરમાત્મા) અનાદિ આત્મારૂપ, નિર્ગુણ સ્વરૂપ તથા પ્રકૃતિ (માયાથી) પર, પ્રત્યક્ સ્વરૂપ, સ્વયંપ્રકાશરૂપ છે; તેનાવડે વિશ્વ અનુસ્યૂત છે. તેજ વ્યાપક સ્વરૂપ ભગવાન, સૂક્ષ્મ દૈવી ગુણમયી માયા જે યદચ્છાએ પ્રાપ્ત થએલી તેનું લીલાવડે સેવન કરે છે; સત્વાદિ ગુણોવડે વિચિત્ર પ્રકારની સૃષ્ટિને સરજનાર માયાને જોઇને તે અહિં (આ દેહમાં); જ્ઞાનગૂહા (માયા)વડે એકદમ મોહને પામેલ હોય છે.

**(શ્રી. ભા.** ૩. ૨૬, ૨–૫ **)**

एवं पराभिध्यानेन कर्तृत्वं प्रकृतेः पुमान् ।
कर्म्मसु क्रियमाणेषु गुणैरात्मनि मन्यते ॥
तदस्य संसृतिर्बन्धः पारतंत्र्यं च तत्कृतम् ।
भवत्यकर्त्तुरीशस्य साक्षिणो निर्वृतात्मनः ॥
तथा—आत्मा नित्योऽव्ययः शुद्धः एकः क्षेत्रज्ञ आश्रयः ।
अविक्रियः स्वदृग्हेतुर्व्यापकोऽसंग्यनावृतः ॥

**અ૦**—એ રીતે દેહનો અધ્યાસ થવાને લીધે, ખરૂં જોતાં દેહના ઇન્દ્રિયાદિક પદાર્થો કામવિષયનું ગ્રહણ કરે છે તો પણ "હું કર્તા છું" એમ પોતામાં કર્તાપણું જન્મમરણના પ્રવાહરૂપ થઇ પડ્યું છે. (**શ્રી. ભા.** ૩. ૨૬. ૬–૭)

તેમજ—આત્મા નિત્ય છે અને દેહ અનિત્ય છે; આત્મા ક્ષીણ થતો નથી અને દેહ ક્ષીણ થાય છે; આત્મા શુદ્ધ છે અને દેહ અશુદ્ધ છે; આત્મા એક છે અને દેહ અનેક છે; આત્મા દેહાદિકને જાણે છે અને દેહ જડ છે; આત્મા સર્વનો આશ્રય છે અને દેહ આત્માના આશ્રયથી છે; આત્મા નિર્વિકાર છે અને દેહ સવિકાર છે; આત્મા સ્વયંપ્રકાશ છે અને દેહ પરપ્રકાશ્ય છે, આત્મા સર્વનું કારણ છે અને દેહ કાર્યપદાર્થ છે; આત્મા વ્યાપક છે અને દેહ અમુક સ્થળમાં જ રહે છે: આત્મા અસંગ છે અને દેહ સસંગ છે: તેમજ આત્મા કોઇથી ઢંકાતો નથી; અને દેહ તો નાના વસ્ત્રથી પણ ઢંકાઇ જાય છે.

આ બાર લક્ષણોની ભારે જૂદાઇ ઉપરથી આત્માને બરોબર ઓળખીને દેહાદિકમાં મોહથી થયેલી અહંતા અને મમતારૂપ ખોટી સમજણને છોડી દેવી જોઇએ. (**શ્રી. ભા.** ૭. ૭. ૧૯–૨૦)

એ રીતે, ત્વંપદલક્ષ્ય શુદ્ધ સ્વરૂપનું જ્ઞાન સિદ્ધ થતાં તત્પદ-લક્ષ્ય જીવ સાથે અભેદજ્ઞાન સિદ્ધ થાય છે: તે વિષે પણ કહ્યું છે—

कृष्णमेनमवेहि त्वमात्मानमखिलात्मनाम् ।
जगद्धिताय सोऽप्यत्र देहीवाभाति मायया ॥

**અ૦**—આવી રીતે સઘળાં પ્રાણિઓને પરમ પ્રેમનું પાત્ર જે આત્મા છે તેજ શ્રીકૃષ્ણ છે, તેથી તે ઉપર સર્વોત્તમ પ્રેમ થવો સંભવે છે એમ જાણો. એ સર્વના આત્મા શ્રીકૃષ્ણ જગતનું કલ્યાણ કરવા સારૂ માયાને લીધે જાણે દેહધારી થયા એમ લાગે છે.

( **શ્રી. ભા.** ૧૦. ૧૪. ૫૫ )

ઇત્યાદિ; વળી આ રીતનું જ્ઞાન ભક્તિભાવ ઉત્પન્ન થયા પછીના ઉત્તરકાળે પ્રાપ્ત થાય છે એમ દર્શાવેલું છેઃ—

वासुदेवे भगवति भक्तियोगः प्रयोजितः ।
जनयत्याशु वैराग्यं ज्ञानं च यदहैतुकम् ॥
श्रेयःसृतिं भक्तिमुदस्य ते विभो !
क्लिश्यन्ति ये केवलबोधलब्धये ।
तेषामसौ क्लेशल एव शिष्यते ।
नान्यद् यथा स्थूलतुषावघातिनाम् ॥

**અ૦**—વાસુદેવ ભગવાનને વિષે થયેલો **ભક્તિયોગ** તત્કાળ વૈરાગ્યને અને નિર્મળ જ્ઞાનને ઉત્પન્ન કરે છે. ( **શ્રી. ભા.** ૧. ૨. ૭)

જેમાંથી કલ્યાણના પ્રવાહ નીકળ્યા કરે છે એવી આપની **ભક્તિને** છોડી દઈ જે લોકો એકલ બ્રહ્મજ્ઞાનને માટેજ પરિશ્રમ કર્યા કરે છે તે લોકોને જાડાં ફોતરાં ખાંડનારાઓની પેઠે કેવળ પરિશ્રમ જ ફળરૂપે અવશેષ રહે છે. પણ બીજું કશું ફળ નથી. ( **શ્રી. ભા.** ૧૦. ૧૪. ૪)

ઇત્યાદિ; આ રીતનું તત્ત્વજ્ઞાન પ્રાપ્તસતે, વૈરાગ્યની દૃઢતાને લીધે ભગવાન પરત્વે પ્રેમની વૃદ્ધિ થાય છે. આ **પ્રેમવૃદ્ધિ સાતમી ભૂમિકા** છે, જેમકેઃ—

न्यस्तक्रीडनको बालो जडवत् तन्मनस्तया ।
कृष्णग्रहगृहीतात्मा न वेद जगदीदृशम् ॥
आसीनः पर्य्यटन्नश्नन् शयानः प्रपिबन् ब्रुवन् ।
नानुसंन्धत्त एतानि गोविन्दपरिरम्भितः ॥
क चिद्रुदति वैकुंण्ठचिन्ताशबलचेतनः ।
क्वचिद्धसति तच्चिन्ताह्लाद उद्गायति क्वचित् ॥
नदति क्वचिदुत्कंठो विलज्जो नृत्यति क्वचित् ।
क्वचित् तद्भावनायुक्तस्तन्मयोऽनुचकार ह ॥
क्वचिदुत्पुलकस्तूष्णीमास्ते संस्पर्शनिर्वृत्तः ।
अस्पन्दप्रणयानन्दसलिलामीलितेक्षणः ॥

स उत्तमश्लोकपदारविन्दयो-
र्निषेवयाऽकिंचनसंगलब्धया ।
तन्वन् परां निर्वृत्तिमात्मनो मुहु-
र्दुःसंगदीनस्य मनःशमं व्यधात् ॥

तथा— एवं निर्जितषड्वर्गैः क्रियते भक्तिरीश्वरे ।
वासुदेवे भगवति यथा संलभ्यते रतिः ॥

निशम्य कर्म्माणि गुणानतुल्यान्
वीर्य्याणि लीलातनुभिः कृतानि ।
यदाऽतिहर्षोत्पुलकाश्रुगद्गदं-
प्रोत्कण्ठ उद्गायति रौति नृत्यति ॥
यदा ग्रहग्रस्त इव क्वचिद्धस-
त्याक्रन्दते ध्यायति वन्दते जनम् ।

मुहुःश्वसन् वक्ति हरे ! जगत्पते !
नारायणेत्यात्मगतिर्गतत्रपः ॥
तदा पुमान् मुक्तसमस्तबन्धन–
स्तद्भावभावानुकृताशयाकृतिः ।
निर्दग्धबीजानुशयो महीयसा
भक्तिप्रयोगेण समेत्यधोऽक्षजम् ॥
अधोऽक्षजालम्बमिहाशुभात्मनः
शरीरिणः संसृतिचक्रशातनम् ।
तद्ब्रह्मनिर्व्वाणसुखं विदुर्बुधा–
स्ततो भजध्वं हृदये हृदीश्वरम् ॥

**અ૦**—બાળક અવસ્થાથી જ રમત છૂટી જઇને તેનું મન ભગવાનમાં રહેતું હતું. ભગવાનરૂપી ભૂત વળગ્યું હતું; તેથી જડની પેઠે જગત કેવું છે તેની તેને ખબર જ ન હતી.

બેસતાં, ફરતાં, ખાતાં, સુતાં, પીતાં અને બોલતાં ભગવાનમાં જ એકરૂપ થઈ ગયો હતો, તેથી "હું શું કરૂં છું" એવી તેને ખબર પડી નહીં.

ભગવાનના ચિંતનથી બુદ્ધિ વ્યાપ્ત થઈ જતાં તે પ્રહલાદ કોઇ કોઈ વખત હસતો હતો અને ધ્યાનના આનંદને લીધે ઉંચા સ્વરથી ગાતો હતો.

કોઇ વખત ભગવાનની ભાવનાથી તન્મય થઇને ભગવાનના જેવી જ ચેષ્ટાઓ કરતો હતો.

કોઇ વખત ગળું છુટું મૂકીને ગાજતો હતો. કોઇ વખત લાજ છોડી દઇને નાચતો હતો. કોઇ વખત ભગવાનની ભાવનાનું પરમ સુખ મળવાથી રોમાંચિત થઈને ચૂપ બેસતો હતો અને અવિનાશી સ્નેહના આનંદથી આંસું ભરાઇ આવતાં આંખો મીંચી રહેતો હતો.

નિષ્કિચન પુરૂષના સંગથી મળેલી ભગવાનના ચરણની સેવાથી પોતાના મનને પરમ શાંતિ આપતો તે પ્રહ્લાદ દુઃસંગથી દીન થયલા બીજાઓના મનને મહાશાંતિ આપતો હતો.

( **શ્રી. ભા.** ૭. ૪. ૩૭–૪૨ )

જીતેંન્દ્રિય પુરૂષ એ પ્રમાણે જ ભગવાનની ભક્તિ કરે છે કે જેવી ભક્તિથી ભગવાનમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે.

ભગવાનનાં કર્મ, સર્વોત્તમ ગુણ, અને લીલાવતાર ધરીને કરેલાં પરાક્રમોનું વર્ણન સાંભળી અત્યંત આનંદ થાય, રૂવાડાં ઉભાં થાય, આંસુથી નેત્ર ભરાઇ જાય, ગળું છુટું મૂકી ગાવા લાગે, શબ્દ કરવા લાગે, નાચવા માંડે, જાણે ઝોડ વળગ્યું હોય તેમ કોઇ વખત હસે, ચીસો નાંખે, ધ્યાન કરે, માણસોને પગે લાગે, વારંવાર શ્વાસ લઇને હે હરિ! હે જગતના પતિ! હે નારાયણ! એમ લાજ મૂકીને બોલે ત્યારે ભગવાનની ખરી પ્રીતિ થઇ છે એમ સમજવું.

આવી પ્રીતિ થાય ત્યારે જ માણસ સર્વ બંધનથી છુટી મન તથા શરીરમાં ભગવાનની ભાવનામય થઇ, અને કર્મના બીજરૂપ અજ્ઞાન તથા વાસનાઓને બાળી નાંખી મોટા **ભક્તિયોગથી** ભગવાનને પામે છે.

ભગવાનનો મનથી સ્પર્શ થાય એ જ મલિન મનવાળા પ્રાણીના જન્મમરણના ફેરાને મટાડનાર છે અને એ જ મોક્ષસુખ છે એવો પંડિતોનો નિશ્ચય છે; એટલા માટે હૃદયમાં અંતર્યામી ભગવાનને ભજો.

( **શ્રી. ભા.** ૭. ૩૩–૩૭ )

એ રીતે, બીજું પણ સમજી લેવું; આ રીતના (શરણાગતભક્ત) ને (યત્નસિદ્ધ) સાતમી ભુમિકા પર્યંત જ સાધનાભ્યાસ હોય છે; એ પછી તો ચાર ભૂમિકાઓ અ–યત્નસાધ્ય હોય છે; તે પ્રેમવૃદ્ધિમાંથી તે પછી પરમાનન્દનું સ્ફુરણ થાય છે; પ્રેમનો આસ્પદભૂત જે ભગવાનનો સાક્ષાત્કાર, કે જે પ્રેમાતિશયનો હેતુભૂત હોય છે તે આઠમી ભૂમિકા છે; તે સંબંધમાં કહ્યું છે:—

नैकात्मतां मे स्पृहयन्ति केचि-
न्मत्पादसेवाऽभिरता मदीहाः ।
येऽन्योन्यतो भागवताः प्रसज्य
सभाजयन्ते मम पौरुषाणि ॥
पश्यन्ति ते मे रुचिराण्यम्ब ! सन्तः
प्रसन्नवक्त्रारुणलोचनानि ।
रूपाणि दिव्यानि वरप्रदानि-
साकं वाचं स्पृहणीयां वदन्ति ॥
तैर्दर्शनीयावयवैरुदार-
विलासहासेक्षितवामसूक्तैः ।
हृतात्मनो हृतप्राणांश्च भक्ति-
रनिच्छतो गतिमण्वीं प्रयुङ्क्ते ॥

અ૦—મારા ચરણની સેવામાં પ્રીતિથી લાગેલા અને મારે માટે જ સર્વ કર્મને કરનારા કેટલાએક લોકો મારા સ્વરૂપ સાથે જોડાઇ જવારૂપ સાયુજ્યભક્તિને ઇચ્છતા નથી, પણ એ ભક્તો એક બીજાને મારી લીલાની જ પ્રશંસા કરે છે.

હે માતા! એ સાધુ લોકો સુંદર, પ્રસન્ન મુખવાળા, રાતાં નેત્ર વાળા, દિવ્ય અને વરદાન દેનારાં મારાં સ્વરૂપોને દેખે છે અને તેઓ-ની સાથે મનોહર વાતો કરે છે.

જેઓના અપવાદો, વિલાસ, હાસ, જોવાં અને બોલવાં, અત્યંત રમણીય છે, એવાં એ રૂપોએ જેઓનાં ચિત્ત અને ઇંદ્રિયો ખેંચી લીધાં છે, એ વૈષ્ણવોને મુક્ત થવાની ઇચ્છા નથી હોતી, તો પણ તારી ભક્તિ એઓને મુક્તિ આપે છે.

( શ્રી. ભા. ૩. ૨૫. ૩૪-૩૬ )

એ રીતે, બીજું પણ સમજી લેવું; આ સ્ફુરણ પછી **ભગવદ્ધર્મનિષ્ઠા** ઉત્પન્ન થાય છે; જે વિષે **શ્રીવિષ્ણુપુરાણમાં** કહ્યું છે:—

शालग्रामे महाभागो भगवन्न्यस्तमानसः ।
उवास रुचिरं कालं मैत्रेय ! पृथिवीपतिः ॥
अहिंसाऽऽदिष्वशेषेषु गुणेषु गुणिनां वरः ।
अवाप परमां काष्ठां मनसश्चापि संयमे ॥
यज्ञेशाच्युत ! गोविन्द ! माधवानन्त ! केशव !
कृष्ण ! विष्णो ! हृषीकेशेत्याह राजा स केवलम् ॥
नान्यज्जगाद मैत्रेय ! किंचित् स्वमान्तरेष्वपि ।
एतत्परं तदर्थं च विना नान्यदचिन्तयत् ॥
समित्पुष्पकुशादानं चक्रे देवक्रियाकृते ।
नान्यानि चक्रे कर्म्माणि निःसंगो योगतापसः ॥

**અ**૦-હે મૈત્રેય ! તે મહાભાગ્યશાળી રાજા, શાલગ્રામમાં શ્રી ભગવાનરૂપ ચિત્ત લગાડી સુન્દરકાળ પર્યંત રહ્યો.

ગુણિઓ મધ્યે શ્રેષ્ટ એવા તેણે અહિંસા આદિ સમગ્ર ગુણોમાં તથા મનના સંયમમાં પરાકાષ્ટાને પ્રાપ્ત કરેલી.

તે રાજા કેવળ, હે યજ્ઞપતિ વિષ્ણુદેવ ! હે ગોવિન્દ ! હે માધવાનન્ત ! હે કેશવ ! હે કૃષ્ણ ! હે વિષ્ણુ ! હે હૃષીકેશ ! એમ બોલ્યા કરતો. સ્વપ્નાંતરમાં પણ તે રાજા આ વિના કાંઇ બોલતો નહિ. આ વિના તથા તે વિષય વિના અન્ય વિષયનું તે ચિંતન કરતો ન હતો.

દેવક્રિયાના કારણે સમિધ, પુષ્પ તથા કુશ લાવતો; નિઃસંગ યોગતપસ્વી એવો તે રાજા અન્ય કર્મ કરતો નહિ.

વળી શ્રી ભાગવતમાં **ભરત** રાજાએ કહ્યું છે:—

अम्बरीषो महाभागः सप्तद्वीपवतीं महीम् ।
अव्ययांच श्रियं लब्ध्वा विभवंचातुलं भुवि ॥
मेनेऽतिदुर्लभं पुंसां सर्वं तत् स्वप्नसंस्तुतम् ।
विद्वान् विभवनिर्वाणं तमो विशति यत् पुमान् ॥
वासुदेवे भगवति तद्भक्तेषु च साधुषु ।
प्राप्तो भावं परं विश्वं येनेदं लोष्टवत्स्मृतम् ॥

स वै मनः कृष्णपदारविंदयो–
र्वचांसि वैकुंठगुणानुवर्णने ।
करौ हरेर्मन्दिरमार्जनादिषु
श्रुतिं चकाराच्युतसत्कथोदये ॥
मुकुंदलिंगालयदर्शने दृशौ
तद्भृत्यगात्रस्पर्शेऽगसंगमम् ।
घ्राणं च तत्पादसरोजसौरभे
श्रीमत्तुलस्या रसनां तदर्पिते ॥
पादौ हरेः क्षेत्रपदानुसर्पणे
शिरो हृषीकेशपदाभिवन्दने ।
कामं च दास्ये न तु कामकाम्यया
यदुत्तमश्लोकजनाश्रया रतिः ॥
एवं सदा कर्म्मकलापमात्मनः
परेऽधियज्ञे भगवत्यधोऽक्षजे ।
सर्वात्मभावं विदधन्महीमिमां–
तन्निष्ठविप्राभिहितः शशास ह ॥

यथा वा—

तं मोपयातं प्रतियन्तु विप्रा—
गंगा च देवी धृतचित्तमीशे ।
द्विजोपसृष्टः कुहकस्तक्षको वा
दशत्वलं गायत विष्णुगाथाः ॥
पुनश्च भूयाद्भगवत्यनन्ते
रतिः प्रसंगश्च तदाश्रयेषु ।
महत्सु यां यामुपयामि सृष्टिं—
मैत्र्यस्तु सर्वत्र नमो द्विजेभ्यः ॥
इति स्म राजाऽध्यवसाययुक्तः
प्राचीनमूलेषु कुशेषु धीरः ।
उदङ्मुखो दक्षिणकूल आस्ते
समुद्रपत्न्याः स्वसुतन्यस्तभारः ॥

राजा परीक्षित्—

एवं हि तस्मिन् नरदेवदेवे
प्रायोपविष्टे दिवि देवसंघाः ।
प्रशस्य भूमौ व्यकिरन् प्रसूनै—
र्मुदा मुहुर्दुन्दुभयश्च नेदुः ॥

यथा वा—

वयन्त्विह महायोगिन् ! भ्रमन्तः कर्म्मवर्त्मसु ।
त्वद्वार्त्तया तरिष्यामस्तावकैर्दुस्तरं तमः ॥

त्वयोपभुक्तस्रग्गन्धवासोऽलंकारचर्चिताः ।
उच्छिष्टभोजिनो दासास्तव मायां जयेम हि ॥

અ૦—(શુકદેવજી કહે છે) મહાભાગ્યશાળી અંબરીષ રાજાને સાત દ્વીપવાળી પૃથ્વીનું રાજ્ય, અખૂટ લક્ષ્મી અને સર્વોત્તમ વૈભવ કે જે બીજા પુરૂષોને અત્યંત દુર્લભ છે તે મળ્યાં હતાં, તો પણ અંતે "વૈભવ નાશ પામનાર જ છે.' એમ જાણતા અંબરીષ રાજા એ સઘળાને સ્વપ્ન સમાન માનતા હતા; કેમકે વૈભવને લીધે મનુષ્ય મોહમાં પડે છે.

એ રાજા પોતાનું મન ભગવાનના ચરણારવિંદમાં રાખતા હતા, કે જેથી આ સઘળું જગત્ અતિતુચ્છ માનતા હતા.

વાણીનો ભગવાનના ગુણોના વર્ણનમાં ઉપયોગ કરતા હતા; હાથનો ભગવાનના મંદિરને સાફ કરવા વગેરે કામમાં ઉપયોગ કરતા હતા; કાનનો ભગવાનની પવિત્ર કથાના શ્રવણમાં ઉપયોગ કરતા હતા.

નેત્રનો ભગવાનની મૂર્તિનાં દર્શન કરવામાં ઉપયોગ કરતા હતા; નાસિકાનો ભગવાનના ચરણારવિંદથી થયલી તુલસીના સુગંધમાં ઉપયોગ કરતા હતા.

જીભને ભગવાનને અર્પણ કરેલું નૈવેદ્ય લેવામાં ઉપયોગ કરતા હતા; ચંદનાદિક સુખાકારી સામગ્રીને પોતાના શરીરસુખને માટે નહીં પણ ભગવાનની સેવામાં ઉપયોગી થવાને સારૂ રાખતા હતા; એ ભગવાનના ભક્તજનોની સાથે જે રીતે પ્રીતિ થાય એ રીતે સઘળું કરતા હતા.

સર્વમાં આત્મા છે એવી ભાવના રાખીને એ પ્રમાણે પોતાનાં સર્વ કર્મોને યજ્ઞના ઇશ્વર પૂર્ણ પુરૂષોત્તમમાં અર્પણ કરતા હતા. એ અંબરીષ રાજા વૈષ્ણવ બ્રાહ્મણોના ઉપદેશ પ્રમાણે પૃથ્વીનું પાલન કરતા હતા. **(શ્રી. ભા. ૯. ૪. ૧૫-૨૧)**

અથવા જેમ કહ્યું છે કે:—

ઇશ્વરમાં જેનું ચિત્ત છે એવો હું, હે બ્રાહ્મણો! તમારે તથા ગંગાને શરણે આવ્યો છું એમ સમજજો; માટે બ્રાહ્મણના મોકલેલ

તક્ષક નાગ ભલે મને કરડે. આપ મારી આગળ ભગવાનની કથા કરો.

હવે પછી મારા જે જે અવતાર આવે તેમાં અનંત ભગવાનમાં મારી પ્રીતિ થજો તથા ભગવાનનો જ આશ્રય કરનારા એવા મહાત્માઓનો સમાગમ થજો. બ્રાહ્મણોને હું નમું છું.

આવી રીતનો જેનો નિશ્ચય છે એવા તથા ધૈર્યવાન્ રાજા રાજ્યનો ભાર પોતાના પુત્ર ઉપર નાંખી સમુદ્રની સ્ત્રી ગંગા નદીને દક્ષિણ તીરે ઉગમણા અગ્રભાગવાળા દર્ભ ઉપર ઉત્તરાદે મોઢે બેઠા.

પરીક્ષિત રાજા અનશન વ્રત લઇ ગંગાને તીરે બેઠા પછી આકાશમાં રહેલા દેવોએ રાજી થઈને વખાણ કરી તેની ઉપર ફુલની વૃષ્ટિ કરી તથા દૈવી વાજાં વાગ્યાં. ( **શ્રી. ભા.** ૧. ૧૯. ૧૫-૧૮ )

અથવા જેમ કહ્યું છે કેઃ—

અને અમે કે જેઓ કર્મના માર્ગમાં ભટકીએ છીએ તેને આપના ભક્તોની સાથે આપની જ વાર્તા કરવાથી દુસ્તર સંસારને તરી જઇએ છીએ.

હું કાંઇ માયાના ભયથી આ પ્રાર્થના કરૂં છું તેમ નથી, પણ આપનો ત્યાગ નહીં કરવાને લીધે પ્રાર્થના કરૂં છું. આપે ભોગવેલાં માળા, ચંદન, વસ્ત્ર અને અલંકારોને ધટનારા અને આપનું ઉચ્છિષ્ટ જમનારા અમો દાસ લોકો આપની માયાને તો અવશ્ય તરી જઇશું. ( **શ્રી. ભા.** ૧૧. ૬. ૪૮,૪૬ )

એ રીતે બીજું પણ સમજી લેવું; પ્રયત્નસાધ્ય **ભગવદ્ધર્મનિષ્ઠા,** સાધનરૂપ છે; અને સ્વતઃ સિદ્ધ **ભગવદ્ધર્મનિષ્ઠા** તો ફળસ્વરૂપે નવમી ભૂમિકારૂપે સિદ્ધ છે. તેને પોતા વિષે ભગવદ્ધર્મશાળીપણું ( **स्वस्मिन् तद्गुणशालिता** ) કહે છે, જે સંબંધમાં કહ્યું છે કેઃ—

अथो विभूतिं मम मायया चिता—

**मैश्वर्य्यमष्टांगमनुप्रवृत्तम् ।**

श्रियं भागवतीं वा स्पृहयन्ति भद्रां-

परस्य मे तेऽश्नुवते तु लोके ।

न कर्हिं चिन्मत्पराः शान्तरूपे

नंक्ष्यन्ति नो मेऽ निमिषो लेढि हेतिः ।

येषामहं प्रिय आत्मा सुतश्च

सखा गुरुः सुहृदो दैवमिष्टम् ॥

**અ૦**—અવિદ્યા ટળી જતાં સત્ય લોકમાં મળતી ભોગસંપત્તિ, અણિમાદિક આઠ સિદ્ધિઓ, અને ભક્તિની પછવાડે પોતાથી જ પ્રાપ્ત થતી વૈકુંઠ લોકની ઉત્તમ સંપત્તિને જો કે તેઓ ઈચ્છતા નથી તોપણ એ સઘળું મારા વૈકુંઠલોકમાં તેઓને મળે છે.

જે લોકોને હું આત્મા જેવો પ્રિય, પુત્ર જેવો સ્નેહ પાત્ર, સખા જેવો વિશ્વાસપાત્ર, ગુરૂ જેવો ઉપદેશક, બાંધવ જેવો હિતકારી અને ઈષ્ટદેવ જેવો પ્રિય છું. તે ભક્ત લોકો કદી પણ શુદ્ધ સત્ત્વગુણમય વૈભવરહિત થતા નથી અને મારાં શસ્ત્રરૂપ કાળ પણ એનો નાશ કરતો નથી. ( **શ્રી. ભા.** ૩. ૨૫. ૩૭–૩૮ )

એ રીતે, નશ્વર ભગવત્તુલ્ય ગુણોનો આવિર્ભાવ થાય છે તે દશમી ભૂમિકા થાય છે.

તે પછી પ્રાણપરિત્યાગ પર્યંત વિરહને અસહન કરે તેવા પ્રકારની **પ્રેમની પરમાકાષ્ઠા** સિદ્ધ થાય છે; એ સંબંધમાં એમ કહ્યું છે કેઃ-

गोपीनां परमानन्द आसीद्गोविन्ददर्शने ।

क्षणं युगशतमिव यासां येन विना भवेत् ॥

अटति यद्भवानह्नि काननं-

त्रुटिर्युगायते त्वामपश्यताम् ।

कुटिलकुन्तलं श्रीमुखं च ते

जड उदीक्षतां पक्ष्मकृद् दृशाम् ॥

यर्ह्यम्बुजाक्षापससार भो भवान्
कुरून् मधून् वा ऽथ सुहृद्दिदृक्षया ।
तत्राब्दकोटिप्रतिमः क्षणो भवे–
द्रविं विनाऽक्ष्णोरिव नस्तवाच्युत ! ॥
अन्तर्गृहगताःकाश्चिद्गोप्योऽलब्धविनिर्गमाः ।
कृष्णं तद्भावनायुक्ता दध्युर्मीलितलोचनाः ॥
दुःसहप्रेष्ठविरहतीव्रतापधुताशुभाः ।
ध्यानप्राप्ताच्युताश्लेषनिर्वृत्यां क्षीणमंगलाः ॥
तमेव परमात्मानं जारबुध्ध्याऽपि संगताः ।
जुहुर्गुणमयं देहं सद्यः प्रक्षीणबन्धनाः ॥

**અ૦**—ગોપીઓ કે જેઓને ભગવાન વિના એક ક્ષણ સો યુગ જેવો જતો હતો, તેઓને ભગવાનનાં દર્શનથી મોટો આનંદ થયો.
(**શ્રી. ભા.** ૧૦. ૧૯. ૧૬)

જ્યારે તમે દિવસે વનમાં ફરો છો. ત્યારે તમને નહિ દેખવાથી અમને ત્રુટિ ( બહુજ અલ્પકાળ ) પણ યુગ જેવડો થઈ પડે છે, અને સાયંકાળે પાછું વાંકા કેશવાળું તમારૂં શ્રીમુખ જ્યારે જોઇએ છીએ, ત્યારે અમારાં નેત્રોની પાપણો આડી આવતાં તેટલો દર્શનનો પ્રતિબંધ પણ નહી ખમી શકવાથી તે પાપણોને બનાવનાર બ્રહ્મા ઉપર અમને દ્વેષ આવે છે. એટલા માટે ક્ષણમાત્ર પણ તમારૂં દર્શન નહીં મળતાં દુઃખ અને મળતાં સુખ થાય છે, એમ જોઇને સર્વ સંગનો ત્યાગ કરી સંન્યાસીની પેઠે અમે તમારી પાસે આવીએ છીએ, તે છતાં તમે અમારો ત્યાગ કરવાનું મન કેમ કરો છો ?

**શ્રી. ભા. ૧૦. ૩૧. ૧૫.**

હે કમળ સરખાં નેત્રવાળા ! આપ જ્યારે સુહૃદોને મળવા માટે

અમને મેલીને હસ્તિનાપુર અને મથુરાં પ્રત્યે પધારો છો, ત્યારે હે અચ્યુત ! જેમ સૂર્ય વિના આંખને ક્ષણ એક પણ કરોડ વર્ષ જેવો થઇ પડે તેમ આપ વિના અમારો એક ક્ષણ કરોડ વર્ષ જેવડો થાય છે. (શ્રી. ભા. ૧-૧૧-૯)

કેટલીએક ગોપીઓ કે જેઓથી કોઇ રીતે નીકળી શકાયું નહી તેઓ પરમભાવવાળી હોવાને લીધે ઘરની અંદર જ આંખ્યો મીંચીને શ્રીકૃષ્ણનું ધ્યાન કરવા લાગી. એ ધ્યાન કરનારી ગોપીઓ જો કે તે પરમાત્મા શ્રીકૃષ્ણને જારરૂપ સમજીને ધ્યાનથી પ્રાપ્ત થઈ હતી, તો પણ જેમ અમૃતને બીજું કાંઇ સમજીને પીધા છતાં પણ પીનારને મરણનો ભય મટે છે, તેમ તે ગોપીઓને ત્રિગુણમય દેહનું બંધન મટી ગયું (મોક્ષ મળ્યો), પ્રારબ્ધ કર્મનું બંધન હોય ત્યાં સુધી વિદેહમુક્ત થાય નહી એવો સિદ્ધાંત છે, તો તે પ્રમાણે તેઓનું પુણ્યપાપાત્મક પ્રારબ્ધ પણ તુરત જ મટી ગયું; કેમકે પ્યારા કૃષ્ણના સહન ન થાય તેવા વિરહના તીવ્ર તાપનું દુઃખ ભોગવવાથી તેઓનાં પાપ મટી ગયાં છે; અને ધ્યાનથી મળેલા શ્રીકૃષ્ણના આલિંગનથી પ્રાપ્ત થયલા પરમ સુખના ભોગથી તેઓનાં પુણ્ય પણ મટી ગયાં. પ્રથમ વિરહનું દુઃખ પણ અત્યંત થયું અને પછી આલિંગનનું સુખ પણ અત્યંત થયું તેથી સઘળાં પાપ અને પુણ્યનો એક સામટો ક્ષય થવાથી પ્રારબ્ધ કર્મ તૂટી જતાં દેહ પડી ગયો અને **ભગવત્પ્રાપ્તિ** થઇ.

(શ્રી. ભા. ૧૦. ૨૯, ૯-૧૧)

ઇત્યાદિ; વળી હવે પછીના ઉલ્લાસમાં આ પ્રેમનું સપ્રપંચ ઉદાહરણ (નિરૂપણ) કરશે એમ કહી ગ્રંથનો ઉપરામ કરાય છેઃ—

**लक्षणं भगवद्भक्तेः साधनं सोपपत्तिकम् ॥**
**सभूमिकं स्वरूपं च यथाबुद्धीह वर्णितम् ॥३५॥**

**અ૦**–**ભગવદ્‌ભક્તિ**ના લક્ષણનું, યુક્તિપૂર્વક સાધનનું, ભૂમિકાનું તથા સ્વરૂપનું અંહી યથાબુદ્ધિ વર્ણન કરેલું છે.

**ઇતિ ભક્તિસામાન્યનિરૂપણ નામક પ્રથમ ઉલ્લાસ સમાપ્ત.**

# શ્રી શારદાપીઠ–ગ્રંથમાળા

| પુષ્પ | નામ | લેખક | મૂલ્ય |
|---|---|---|---|
| [illegible] | अथपुरुषार्थमीमांसा | ભૂતપૂર્વ શંકરાચાર્ય સ્વામીશ્રી ત્રિવિક્રમતીર્થજી ... ... | મફત |
| [illegible] | लोकसंग्रहसूत्रम् | ,, ,, ,, | ,, |
| [illegible] | समाजानुशासनसूत्रम् | ,, ,, ,, | ,, |
| [illegible] | गीताधर्मानुशासनम् | ,, ,, ,, | ,, |
| [illegible] | સંગીતગીતાસાર | શ્રી શારદાપીઠાધીશ્વર શ્રી શંકરાચાર્ય મહારાજ સ્વામિશ્રી સ્વરૂપાનંદતીર્થજી ... ... | ૦–૨–૦ |
| | શ્રીકૃષ્ણકીર્તન | ,, ,, | ,, |
| | સંગીતશ્રુતિસાર | ,, ,, | ,, |
| | ભક્તિરસાયન (ભાષાંતર રૂપે) | શ્રી મોતીલાલ રવિશંકર ઘોડા બી. એ., એલ એલ. બી. | ૧–૦–૦ |